# ગઝલનું છંદશાસ્ત્ર

(દ્વિતીય સંવર્ધિત આવૃત્તિ : જુલાઈ-૨૦૧૭)

## સંશોધન-લેખન : ઉદય શાહ

**Uday Shah**
**(Singer – Music Composer – Poet)**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**Phone : (R) +912637255511 (M) +919428882632**
**: Websites :**
**http://www.udayshahghazal.com/**
**https://sites.google.com/site/udayshahghazal/**
**https://sites.google.com/site/udayshahghazals/**
**https://sites.google.com/site/udayshahxyz/**

## ઉદય શાહ

દાદા ટટ્ટૂનો મહોલ્લો (સાંઈ સ્ટ્રીટ),

નવસારી – ૩૯૬૪૪૫,

ગુજરાત – ભારત.

**Phone : (R) +912637255511 (M) +919428882632**
**Websites :**
**http://www.udayshahghazal.com**
**https://sites.google.com/site/udayshahghazal**
**https://sites.google.com/site/udayshahghazals**
**https://sites.google.com/site/udayshahxyz**

## સૂચના :

મારા પુસ્તકો, લેખ, ગઝલ, ભજન, કવિતા વગેરેની **PDF File** ઉપરોક્ત **Websites** પરથી વિના મૂલ્યે **Download** કરી શકાશે.

## પ્રકાશક :

## મનીષા શાહ - ધારા શાહ

દાદા ટટ્ટૂનો મહોલ્લો (સાંઈ સ્ટ્રીટ),

નવસારી – ૩૯૬૪૪૫,

ગુજરાત – ભારત.

## દ્વિતીય સંવર્ધિત આવૃત્તિ : જુલાઈ-૨૦૧૭ **(E-Book)**

## मूल्य : जो समझ सको तो आंसू, न समझ सको तो पानी।

# : મારી વાત :

રીયાઝ દામાણી **WhatsApp** પર ગઝલનું એક ગ્રુપ ચલાવે છે. તેઓએ મને એ ગ્રુપમાં ગઝલનું છંદશાસ્ત્ર શીખવવાની ભલામણ કરી અને મેં એનો આદર પૂર્વક સ્વીકાર કર્યો. તા. ૨૯-૭-૨૦૧૬ થી શરૂ કરીને તા. ૨-૧૨-૨૦૧૬ સુધી લગભગ દર શુક્રવારે રાત્રે ૮-૩૦ થી ૧૦-૦૦ કલાક દરમિયાન **WhatsApp**ના એ ગ્રુપમાં ગઝલના છંદશાસ્ત્રને લગતી માહિતી મારી જાણકારી મુજબ પ્રસ્તુત કરી કે જે મોટે ભાગે વર્ષ ૨૦૧૫માં પ્રસ્તુત કરેલ મારા હિન્દી પુસ્તક 'ગઝલધારા'માં પ્રસ્તુત કરેલ ગઝલના છંદશાસ્ત્ર વિભાગનો ગુજરાતી અનુવાદ જ હતો. જો કે **WhatsApp** પર ગુજરાતી ભાષામાં છંદશાસ્ત્ર પ્રસ્તુત કરવાનું હોવાથી દરેક છંદમાં ગુજરાતી ગઝલના ઉદાહરણ ગણવિભાજન સહિત પ્રસ્તુત કર્યા હતાં. **WhatsApp**ના એ ગ્રુપમાં ગઝલના છંદશાસ્ત્રને લગતી પ્રસ્તુત કરેલ માહિતીનું સંકલન કરીને ઈ-પુસ્તક **(E-Book)** સ્વરૂપે પ્રસ્તુત કરી રહ્યો છું જે અંગે આનંદની લાગણી અનુભવી રહ્યો છું.

'ગઝલધારા' પુસ્તકમાં અને **WhatsApp**ના એ ગ્રુપમાં ગઝલનું છંદશાસ્ત્ર સમજાવવા મેં પદ્યભાર આધારિત પદ્ધતિનો પ્રયોગ કર્યો છે. અહીં એક વાતની સ્પષ્ટતા કરવી હું જરૂરી સમજું છું કે પદ્યભાર આધારિત પદ્ધતિનો પ્રયોગ કરનાર હું પહેલી વ્યક્તિ નથી. દલપતરામે 'દલપત પિંગળ'માં (વર્ષ ૧૮૬૨), રણછોડભાઈ ઉદયરામે 'રણપિંગલ'માં (વર્ષ ૧૯૦૨), ગણપતરાવ ગોપાલરાવ બર્વે એ 'ગાયન વાદન પાઠમાલા પુસ્તક – ૧'માં (વર્ષ ૧૯૧૧) તથા રામનારાયણ વિશ્વનાથ પાઠકે 'બૃહત્ પિંગળ'માં (વર્ષ ૧૯૫૫) છંદોમાં પદ્યભારના સ્થાન (તાલ-સ્થાન) દર્શાવ્યા હતાં. સુરતના ગઝલકાર રઈશ મનીઆરે 'ગઝલનું છંદોવિધાન' (વર્ષ ૨૦૦૭) દ્વારા ગઝલના છંદોને પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને પદ્યભાર આધારિત પદ્ધતિથી ગઝલનું છંદશાસ્ત્ર પ્રસ્તુત કર્યું હતું. ઉપરોક્ત બધા જ પુસ્તક/ગ્રંથના અભ્યાસ દ્વરા મારા પદ્યભાર અંગેનાં જ્ઞાનમાં અભિવૃદ્ધિ થઈ છે. ઉપરોક્ત બધા જ પુસ્તક/ગ્રંથ સાથે કોઈને કોઈ સંધિના પદ્યભાર બાબતે તથા કેટલાંક છંદોના નિરૂપણ બાબતે મારો મત જુદો રહ્યો છે. આ કારણે હું 'ગઝલધારા' પુસ્તકની રચના કરવા પ્રેરિત થયો હતો. 'ગઝલધારા' પુસ્તકમાં ગઝલના છંદશાસ્ત્રની સાથે-સાથે ગઝલનું તાલશાસ્ત્ર પણ પ્રસ્તુત કર્યું હતું. ગઝલનું તાલશાસ્ત્ર પ્રસ્તુત કરવાનો કદાચ આ સૌપ્રથમ પ્રયાસ હશે.

અત્રે જે ઈ-પુસ્તક **(E-Book)** પ્રસ્તુત કરી રહ્યો છું એને વધુ સુવ્યવસ્થિત અને સંવર્ધિત કરીને 'ગુજરાતી ગઝલનું છંદશાસ્ત્ર' પુસ્તક વર્ષ જાન્યુઆરી-૨૦૧૭માં ઈ-પુસ્તક **(E-Book)** સ્વરૂપે પ્રસ્તુત કરવાનો પ્રયત્ન કરીશ.

આ પ્રસંગે મને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહાયરૂપ થનાર સર્વેનો હું આભાર માનું છું તથા આપ સૌને ગઝલના છંદશાસ્ત્રને સમજવામાં સહાયરૂપ નિવડે એવી અપેક્ષા સહ આ ઈ-પુસ્તક **(E-Book)** પ્રસ્તુત કરું છું.

ઉદય શાહ

તા. ૯-૧૨-૨૦૧૬

## : દ્વિતીય સંવર્ધિત આવૃત્તિ પ્રસંગે :

'ગઝલનું છંદશાસ્ત્ર'ની દ્વિતીય સંવર્ધિત આવૃત્તિ આપ સમક્ષ ઈ-પુસ્તક **(E-Book)** સ્વરૂપે પ્રસ્તુત કરતાં આનંદની લાગણી અનુભવું છું. પદ્યભાર આધારિત પદ્ધતિ દ્વારા ગઝલના છંદોમાં મુખ્ય અને ગૌણ પદ્યભાર અંગે વિસ્તૃત ચર્ચા સાથે કેટલાંક નવા નિયમોનું તારણ પ્રસ્તુત કરનાર કદાચ આ પ્રથમ પુસ્તક હશે. આ માટે માતા સરસ્વતીએ મને નિમિત્ત બનાવ્યો એ માટે હું ગર્વ અને આનંદની લાગણી અનુભવું છું. આ પ્રસંગે મને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહાયરૂપ થનાર સર્વેનો હું આભાર માનું છું તથા આપ સૌને ગઝલના છંદશાસ્ત્રને સમજવામાં સહાયરૂપ નિવડે એવી અપેક્ષા સહ આ ઈ-પુસ્તક **(E-Book)** પ્રસ્તુત કરું છું.

ઉદય શાહ

તા. ૦૬-૭-૨૦૧૭

# અનુક્રમણિકા

# (૧)
# ગઝલનું સ્વરૂપ

ગઝલને કાવ્યના બધા પ્રકારમાં ઉચ્ચ સ્થાને મુકી શકાય છે. કહેવાય છે કે ગઝલ તો મહેફિલની જાન છે. કોઈ એક નિશ્ચિત છંદમાં (બહર) એકસરખા રદીફ અને કાફિયા ધરાવતા શેરોના સમુહની રચનાથી એક ગઝલ બને છે. એક જ ગઝલના જુદા-જુદા શેરોમાં જુદા-જુદા વિષયો પસંદ કરી શકાય છે. એક જ ગઝલના દરેક શેરનું અલગ અસ્તિત્વ હોય છે અને દરેક શેર પોતે સંપૂર્ણ હોય છે. એક જ ગઝલના બે શેર એકબીજા સાથે સંબંધિત હોતા નથી. એકબીજા સાથે સંબંધિત એવી બે પંક્તિઓ (મિસરા) મળીને એક શેર બને છે કે જેની પહેલી પંક્તિને ઉલા મિસરા અને બીજી પંક્તિને સાની મિસરા કહે છે. એક જ ગઝલમાં ઓછામાં ઓછા પાંચ અને વધુમાં વધુ અગિયાર શેર હોવા જોઈએ, પરંતુ અગિયારથી વધુ શેરોની ગઝલો પણ જોવા મળે છે.

ગઝલનો પહેલો શેર કે જેની બંને પંક્તિઓમાં રદીફનો (અનુપ્રાસ) અને કાફિયાનો (પ્રાસ) પ્રયોગ થયો હોય એને ગઝલનો મતલા કહેવાય છે. એક જ ગઝલમાં એકથી વધુ મતલા કહી શકાય છે. મતલા સિવાયના બાકીના શેરોમાં ફક્ત બીજી પંક્તિમાં જ રદીફ અને કાફિયા નિભાવવા જરૂરી છે. ગઝલના દરેક શેરની બીજી પંક્તિના અંતે (મતલાની બંને પંક્તિના અંતે) રદીફનો પ્રયોગ થાય છે અને રદીફ પહેલાં કાફિયાનો પ્રયોગ થાય છે. ગઝલનો અંતિમ શેર કે જેમાં શાયર પોતાના નામનો કે ઉપનામનો (તખલ્લુસ) ઉલ્લેખ કરે તેને ગઝલનો મકતા કહેવાય છે. ગઝલના અંતિમ શેરમાં શાયરે પોતાના નામનો કે ઉપનામનો (તખલ્લુસ) ઉલ્લેખ ન કર્યો હોય તો તે ગઝલનો મકતા ન કહેવાતાં ગઝલનો અંતિમ શેર કે છેલ્લો શેર જ કહેવાશે.

ગઝલમાં રદીફ અનિવાર્ય નથી પરંતુ કાફિયા અનિવાર્ય છે. કાફિયા વગર ગઝલ રચી શકાય નહીં. રદીફ વગરની ગઝલમાં મતલાની બંને પંક્તિના અંતે અને બાકીના શેરોની બીજી પંક્તિના અંતે કાફિયાનો પ્રયોગ થાય છે. રદીફ વગરની ગઝલને ગેરમુરદફ ગઝલ કહેવામાં આવે છે. જો રદીફ સ્વતંત્ર રૂપે ન હોય પરંતુ કાફિયામાં જ રદીફનો સમાવેશ થઈ ગયો હોય તો એવી ગઝલને હમરદીફ-હમકાફિયા ગઝલ કહેવામાં આવે છે.

અહીં ચાર ગઝલો ઉદાહરણ તરીકે પ્રસ્તુત કરું છું.

(૧)

(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

નજર મેળવીશું ને ખોવાઈ જાશું
કથાઓ બનીશું ને ચર્ચાઈ જાશું

કહી દો કે મંજૂર છે પ્રેમ તારો
હકૂમત કરી કાળ પર છાઈ જાશું

વસંતોના જોબનને લાલી તો મળશે
ભલે રક્ત સિંચીને કરમાઈ જાશું

તમે ઋણ કાઢ્યા કરો સાત ભવનું
ન પ્હોંચી વળાશે તો વેચાઈ જાશું

સભા પર કરો એક પારેખ-દ્રષ્ટિ
હજારો ને લાખોમાં પરખાઈ જાશું

ગગનમાં ઝગીશું સિતારા બનીને
અગર આંસુઓ થઈને વેરાઈ જાશું

નજીવી રમતમાં થયા જન્મ-ફેરા
ખબર શી અમોને કે બંધાઈ જાશું

અમે આપ વિસ્તરશું બ્રહ્માંડ થઈને
દિલે આપના જો સમેટાઈ જાશું

ગમે તેમ જીવી જશું તોય અંતે
બહુ શાનથી 'શૂન્ય' વિસરાઈ જાશું

રદીફ : જાશું (જે દરેક શેરના અંતે સામાન્ય છે.)
કાફિયા : ખોવાઈ, ચર્ચાઈ, છાઈ, કરમાઈ, વેચાઈ, પરખાઈ, વેરાઈ, બંધાઈ, સમેટાઈ, વિસરાઈ. (જે દરેક શેરમાં રદીફ પહેલાં આવે છે અને દરેકના ઉચ્ચારનો અંત એકસરખો છે.)

(૨)

(ગઝલકાર : 'મરીઝ')

બસ એટલી સમજ મને પરવરદિગાર દે
સુખ જ્યારે જ્યાં મળે ત્યાં બધાના વિચાર દે

માની લીધું કે પ્રેમની કોઈ દવા નથી
જીવનના દર્દની તો કોઈ સારવાર દે

ચાહ્યું બીજું બધું તે ખુદાએ મને દીધું
એ શું કે તારા માટે ફકત ઇન્તિઝાર દે

આવીને આંગળીમાં ટકોરા રહી ગયા
સંકોચ આટલો ન કોઈ બંધ દ્વાર દે

પીઠામાં મારું માન સતત હાજરીથી છે
મસ્જિદમાં રોજ જાઉં તો કોણ આવકાર દે

નવરાશ છે હવે જરા સરખામણી કરું
કેવો હતો અસલ હું મને એ ચિતાર દે

તે બાદ માંગ મારી બધીયે સ્વતંત્રતા
પહેલાં જરાક તારી ઉપર ઇખ્તિયાર દે

આ નાનાં નાનાં દર્દ તો થાતાં નથી સહન
દે એક મહાન દર્દ અને પારાવાર દે

સૌ પથ્થરોના બોજ તો ઊંચકી લીધા અમે
અમને નમાવવા હો તો ફૂલોનો ભાર દે

દુનિયામાં કંઈકનો હું કરજદાર છું 'મરીઝ'
ચૂકવું બધાનું દેણ જો અલ્લાહ ઉધાર દે

રદીફ : દે (જે દરેક શેરના અંતે સામાન્ય છે.)
કાફિયા : પરવરદિગાર, વિચાર, સારવાર, ઇન્તિઝાર, દ્વાર, આવકાર, ચિતાર, ઇખ્તિયાર, પારાવાર, ભાર, ઉધાર. (જે દરેક શેરમાં રદીફ પહેલાં આવે છે અને દરેકના ઉચ્ચારનો અંત એકસરખો છે.)

(૩)
(ગઝલકાર : 'ગની' દહીંવાલા)

ન આવી હદ સિતમગરના દમનની
વટાવી હું ગયો સીમા સહનની

સ્વયં હું આરસી મારા પતનની
ચમન છું ભીખ માગું છું પવનની

ન હોતે પ્રેમનાં ઝરણાં મધુરાં
તો ખારી થઈ જતે સરિતા જીવનની

ભલે માટીમાં મુજને મેળવી દે
પરંતુ હો એ માટી મુજ વતનની

મરણ-કાલે સ્મરણ કીધું તમારું
ઉષા ભાસી મને સંધ્યા જીવનની

કયો સાગર છે એનું લક્ષ્ય-બિંદુ
વહી ક્યાં જાય છે સરિતા જીવનની

ધસી આવી હૃદય પર ઊર્મિઓ જ્યાં
'ગની' મેં ઓથ લઈ લીધી કવનની

કાફિયા : દમનની, સહનની, પતનની, પવનની, જીવનની, વતનની, કવનની. (જે દરેકના ઉચ્ચારનો અંત એકસરખો છે.)

ઉપરોક્ત ગઝલમાં રદીફનો પ્રયોગ સ્વતંત્ર રૂપે થયો નથી પરંતુ રદીફનો સમાવેશ (પ્રત્યય 'ની' કે જે રદીફ છે એનો સમાવેશ) કાફિયામાં જ થઈ જતો હોવાથી તે હમરદીફ-હમકાફિયા ગઝલ કહેવાશે.

(૪)

(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

છે કાંઈ જિંદગીમાં તો એ જ છે સહારો
એક યાદ છે તમારી એક શ્વાસ છે અમારો

મારી જીવનવીણાના કંપી રહ્યા છે તારો
કોણ એ ભલા કરે છે ઉરદ્વારથી ઇશારો

મુજને ડુબાવનારા મારા જ છે વિચારો
ક્યાં દૂર છે નહીં તો ચોપાસ છે કિનારો

ઝખ્મોને દિલમાં રાખું કે અશ્રુઓને રાખું
મે'માન છે હજારો ને એક છે ઉતારો

દે તે જ ફાવે તેવી સાકી શરાબ મુજને
હું તો છું આગને પણ પાણી કરી પીનારો

જો દર્દ છે તો દિલ છે દિલ છે તો જિંદગી છે
ચાહું તો કેમ ચાહું ગમથી હું છૂટકારો

દુઃખ શોધ કોઈ કાયમ છોડી ક્ષણિક સુખોને
કંઈ મૂર્ખ મિત્ર કરતાં એક ડાહ્યો શત્રુ સારો

એવું મરણ કરો કે ઝંખે જીવન તમોને
ડૂબો તો એમ ડૂબો શોધે સ્વયં કિનારો

ઊગીને પાથરે ના કંઈ તેજ જે જગત પર
મારી નજરમાં 'ઘાયલ' એ તારો છે તિખારો

કાફિયા : સહારો, અમારો, તારો, ઇશારો, વિચારો, કિનારો, ઉતારો, પીનારો, છૂટકારો, સારો, તિખારો. (જે દરેકના ઉચ્ચારનો અંત એકસરખો છે.)

ઉપરોક્ત ગઝલમાં રદીફનો પ્રયોગ થયો નથી તેથી તે ગેરમુરદ્દફ ગઝલ કહેવાશે.

## (૨)
## ગુજરાતી ભાષા માટે
## ગઝલના છંદશાસ્ત્રની આવશ્યકતા

ગઝલના છંદશાસ્ત્રની રચના સૌપ્રથમ ખલીલ ઇબ્ન અહમદ બસરીએ અરબી ભાષામાં કરી હતી જેને અરૂઝ કહેવાય છે. અરબી, ફારસી અને ઉર્દૂ ભાષાની લિપિ ગુજરાતી ભાષાની લિપિ કરતાં બિલકુલ અલગ હોવાથી અરૂઝના નિયમોને આધારે ગુજરાતી ભાષામાં છંદ-રચના કરવી લગભગ અશક્ય છે. ખાસ કરીને અરૂઝમાં છંદ-રચના માટે ઝિહાફની પ્રક્રિયા (મૂળ સંધિને ખંડિત કરીને નવી સંધિ પ્રાપ્ત કરવાની પ્રક્રિયા) ગુજરાતી ભાષા માટે અસંભવ છે. તેથી અરૂઝમાં દર્શાવેલ છંદોને લઘુ-ગુરુ માપમાં પરિવર્તિત કરીને ગુજરાતી ભાષામાં દર્શાવવામાં આવે છે કે જેમાં લઘુઅક્ષર માટે ‘લ’ સંજ્ઞાનો અને ગુરુઅક્ષર માટે ‘ગા’ સંજ્ઞાનો પ્રયોગ કરવામાં આવે છે. આ રીતે અરૂઝમાં દર્શાવેલ છંદોને લઘુ-ગુરુ માપમાં સમજીને ગઝલની રચના કરવામાં કોઈ સમસ્યા થતી નથી, આમ છતાં ગુજરાતી ભાષાએ ગઝલને પોતીકો કાવ્યપ્રકાર માની લીધો હોય ત્યારે ગુજરાતી ભાષાને અનુરૂપ એક એવા અલગ છંદશાસ્ત્રની જરૂરિયાત રહે છે કે જેને ગુજરાતી ગઝલનું છંદશાસ્ત્ર કહી શકાય અને જેમાં ગઝલનાં છંદોની રચના ગુજરાતી ભાષાની લિપિને અનુરૂપ રીતે કરી શકાય. આ ઉપરાંત અરૂઝના અભ્યાસ દરમિયાન કેટલાંક પ્રશ્નો નિરુત્તર રહે છે એ પ્રસ્તુત કરું છું.

(૧) અરૂઝમાં મૂળ સંધિમાં (જેને રુકન અથવા અરકાન કહેવાય છે) કુલ આઠ સંધિનો સમાવેશ કરવામાં આવ્યો છે જે નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | મુતકારિબ | ફઊલુન | લગાગા |
| ૨ | મુતદારિક | ફાઇલુન | ગાલગા |
| ૩ | હઝજ | મફાઈલુન | લગાગાગા |
| ૪ | રમલ | ફાઇલાતુન | ગાલગાગા |
| ૫ | રજઝ | મુસ્તફઇલુન | ગાગાલગા |
| ૬ | કામિલ | મુતફાઇલુન | લલગાલગા |
| ૭ | વાફિર | મફાઇલતુન | લગાલલગા |
| ૮ | મુક્તઝિબ | મફ્ઊલાત | ગાગાગાલ |

| | |
|---|---|
| | ઉપરોક્ત આઠ સંધિમાંથી પહેલી બે સંધિ પાંચ માત્રાની (પંચકલ સંધિ) અને બાકીની છ સંધિ સાત માત્રાની (સપ્તકલ સંધિ) છે. ગઝલના છંદોમાં લગાલગા અને લલગાગા જેવી છ માત્રાની સંધિનો (ષટ્કલ સંધિ) પણ પ્રયોગ થાય છે તો પછી એને મૂળ સંધિમાં સ્થાન ન આપતાં ઝિહાફની પ્રક્રિયાથી પ્રાપ્ત કરવાનું પ્રયોજન શું હોય શકે એ સમજવું મુશ્કેલ છે. |
| (૨) | લગાલગા સંધિ ઝિહાફની પ્રક્રિયાથી પ્રાપ્ત કરવામાં આવે છે. લગાગાગા (હઝજ) અને ગાગાલગા (રજઝ) એ બે મૂળ સંધિમાંથી ઝિહાફની પ્રક્રિયા દ્વારા (મૂળ સંધિને ખંડિત કરીને) લગાલગા સંધિ પ્રાપ્ત કરવામાં આવે છે. આ બંને સંધિમાંથી કઈ સંધિના ખંડિત સ્વરૂપને આધાર માનવો એ સમજવું મુશ્કેલ છે. જે રીતે ગણિતમાં એક પ્રશ્નનો ઉકેલ એકથી વધુ રીતે મેળવી શકાય એ જ રીતે લગાલગા સંધિ પણ એકથી વધુ રીતે મેળવી શકાય એમ માની લઈએ તો પણ લગાલગા સંધિ ઝિહાફની પ્રક્રિયા દ્વારા પ્રાપ્ત કરવાને બદલે એનો મૂળ સંધિમાં સમાવેશ કેમ ન કર્યો એ મુખ્ય પ્રશ્ન છે. |
| (૩) | અરુઝમાં કુલ ૧૯ અખંડિત મૂળભૂત છંદોનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને એને ઝિહાફની પ્રક્રિયા દ્વારા ખંડિત કરીને બીજા ઘણાં છંદો પ્રાપ્ત કરવામાં આવે છે. આ ૧૯ છંદોમાં એક છંદ છે મદીદ છંદ કે જેની સંધિ અરુઝમાં 'ગાલગાગા ગાલગા ગાલગાગા ગાલગા' દર્શાવવામાં આવી છે અને આ છંદને ગાલગાગા (રમલ) અને ગાલગા (મુતદારિક) એ બે સંધિનું મિશ્ર અખંડિત સ્વરૂપ ગણવામાં આવ્યું છે. હવે બીજો એક છંદ 'લલગાલ ગાલગાગા લલગાલ ગાલગાગા' જોઈએ કે જેને રમલ છંદના (ગાલગાગા) ખંડિત ગણોના યોગથી રચાયેલો દર્શાવવામાં આવ્યો છે. હવે આ છંદની સંધિ અલગ રીતે દર્શાવી જોઈએ 'લલગાલગા લગાગા લલગાલગા લગાગા'. આ રીતે જોવા જઈએ તો આ છંદ લલગાલગા (કામિલ) અને લગાગા (મુતકારિબ) સંધિનું મિશ્ર અખંડિત સ્વરૂપ છે, તો પછી આ છંદને ૨૦ મા મૂળભૂત અખંડિત છંદ તરીકે સ્વીકારવાને બદલે રમલ છંદના ખંડિત ગણોથી પ્રાપ્ત થયેલો દર્શાવવાનું પ્રયોજન શું હોય શકે એ સમજવું મુશ્કેલ છે. |

અરૂઝની બીજી એક મર્યાદા એ ગણવામાં આવે છે કે અરૂઝમાં છંદોના નામ છંદ કરતાં પણ ખૂબ લાંબા હોય છે, પરંતુ એ લાંબા નામ પરથી છંદ-રચના જાણી શકાય છે એ જ અરૂઝની વિશેષતા છે. ઉપરોક્ત ચર્ચાનો હેતુ અરૂઝની નિંદા કરવાનો નથી. અરૂઝની નિંદા કરવાથી મારું કાર્ય અરૂઝ કરતાં ચઢિયાતું સાબિત ન જ થઈ શકે. ખરું કહું તો અરૂઝને કારણે જ હું આ કાર્ય કરી શક્યો છું.

ઉપરોક્ત મર્યાદાઓને નિવારવા અને ગઝલના છંદશાસ્ત્રને ગુજરાતી-હિન્દી જેવી ભાષાને અનુરૂપ બનાવવા પદ્યભાર આધારિત પદ્ધતિનો પ્રયોગ કરીને મારા હિન્દી પુસ્તક 'ગઝલધારા'માં (વર્ષ ૨૦૧૫) ગઝલનું છંદશાસ્ત્ર રજૂ કર્યું હતું તથા 'ગઝલ કે છંદ ઔર સંગીત કે તાલ કા સમન્વય' હેઠળ ગઝલનું તાલશાસ્ત્ર પણ રજૂ કર્યું હતું. ગઝલનું તાલશાસ્ત્ર પ્રસ્તુત કરવાનો કદાચ આ સૌપ્રથમ પ્રયાસ હશે. 'ગઝલધારા'માં મોટે ભાગના ગઝલના છંદોની સંધિ અરૂઝમાં દર્શાવેલ સંધિ મુજબ જ રહી છે તથા જે છંદની સંધિ અરૂઝ કરતાં અલગ છે તે સમજવામાં અરૂઝ કરતાં વધુ સરળ છે. આ ચર્ચા દરમિયાન હું એ પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ જ ગઝલના છંદોનું માર્ગદર્શન આપીશ તથા લઘુ-ગુરુ અક્ષરોમાં લેવાતી છૂટ વિશે પણ ચર્ચા કરતો જઈશ.

ઉપલબ્ધ સર્જનોનું અવલોકન કરી નિયમો તારવીને શાસ્ત્રની રચના થાય છે અને ત્યારબાદ એ શાસ્ત્રના આધારે નવા સર્જનો થાય છે. ગેરફિલ્મી અને ફિલ્મી ગઝલ ઉપરાંત ફિલ્મી ગીતોમાં પણ ગઝલના છંદોનો ઘણો પ્રયોગ થયો છે. 'ગઝલધારા' પુસ્તકની રચના કરતી વખતે ૨૦૦૦ થી વધુ ફિલ્મી ગીત-ગઝલનો અભ્યાસ કરતાં આખા ગીત-ગઝલમાં ગઝલના કોઈ એક જ છંદનો પ્રયોગ થયો હોય એવાં ૫૦૦ થી વધુ ગીત-ગઝલ મળ્યા હતાં. આ ઉપરાંત ૫૦૦ થી વધુ ગેરફિલ્મી ગઝલોનો પણ અભ્યાસ કર્યો હતો. આ અભ્યાસ દરમિયાન ગઝલના ૪૦ થી વધુ છંદો પ્રાપ્ત થયા હતા જે પૈકી ગઝલના ૩૦ છંદોને 'ગઝલધારા' પુસ્તકમાં આવરી લીધા હતા. મારા અભ્યાસની ૯૫% થી વધુ રચનાઓ એ ૩૦ છંદોમાં જ હતી.

આ ઉપરાંત હાલમાં 'શૂન્ય' પાલનપુરી, 'મરીઝ', 'ગની' દહીંવાળા અને અમૃત 'ઘાયલ'ના સમગ્ર સંગ્રહ અનુક્રમે 'શૂન્યની સૃષ્ટિ', 'સમગ્ર મરીઝ', 'હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે' અને 'આઠોં જામ ખુમારી'નો અભ્યાસ કર્યો છે. આ ચારેય સંગ્રહની ગઝલ અને નઝમના છંદોનો અભ્યાસ કર્યો છે જ્યારે મુક્તકો અને છૂટા શેરોને છોડી દીધા છે. મારા આટલા અભ્યાસ દરમિયાન ગઝલના ૬૦ થી વધુ છંદ પ્રાપ્ત થયા હતા જે પૈકી ૯૦% થી વધુ રચનાઓમાં 'ગઝલધારા' પુસ્તકમાં દર્શાવેલ ૩૦ છંદો પૈકી ૨૮ છંદોનો જ પ્રયોગ જોવા મળે છે અને બાકીના છંદો પૈકી ઘણાં છંદો તો આ ૩૦ છંદો પૈકીના કોઈ એક છંદનું અડધું, દોઢું કે બમણું સ્વરૂપ જ છે.

છંદશાસ્ત્ર વિશે જે ચર્ચા કરીશું એમાં આ અભ્યાસમાંથી પ્રાપ્ત કરેલું જ્ઞાન આપ સૌને વહેંચવાનો ઉપક્રમ છે.

પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ ગઝલના છંદોને બે રીતે સમજી શકાય, પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને અને છંદમાં પ્રયુક્ત સંધિના પદ્યભારવાળા અક્ષરને નિશાની કરીને. પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને છંદનું નિરૂપણ કરવાથી મોટે ભાગના છંદોનું સ્વરૂપ વિકૃત થઈ જાય છે અને કેટલાંક છંદોનું નિરૂપણ અશક્ય થઈ જાય છે. લગાગા સંધિમાં પદ્યભાર સંધિના પહેલા ગુરુઅક્ષર પર સ્થિત છે. 'લગાગા લગાગા લગાગા લગાગા' છંદને પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને 'લ ગાગાલ ગાગાલ ગાગાલ ગાગા' સ્વરૂપે દર્શાવવાથી છંદનું સ્વરૂપ વિકૃત થઈ જાય છે પરંતુ પદ્યભારવાળા ગુરુઅક્ષરની ઊપર ટપકું કરીને 'લગાંગા લગાંગા લગાંગા લગાંગા' સ્વરૂપે દર્શાવવાથી છંદમાં લગાંગા સંધિના ચાર આવર્તનો પ્રયુક્ત થયા છે એ સરળતાથી સમજી શકાય છે. હું છંદમાં પ્રયુક્ત સંધિના પદ્યભારવાળા અક્ષરને નિશાની કરીને દર્શાવવાની જ પદ્ધતિ અપનાવીને ગઝલના છંદોની રચનાને સમજાવવાનો પ્રયત્ન કરીશ.

## (3)
## કેટલાંક અવલોકનો

ગઝલ એ આજનો સૌથી વધુ ખેડાતો કાવ્ય-પ્રકાર છે. ગઝલના અતિપ્રચલિત થવાનું એક મુખ્ય કારણ ગઝલના છંદોની પ્રવાહિતા પણ છે. ગઝલના છંદો લાગત્મક સ્વરૂપવાળા માત્રામેળ છંદો છે કે જેમાં લઘુ-ગુરૂ માપ નક્કી કરવા માટે ધ્વનિમેળનો આધાર લેવામાં આવે છે. ગઝલના છંદો આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોથી શિથિલ સ્વરૂપે અને માત્રામેળ છંદોથી ચુસ્ત સ્વરૂપે પ્રયોજાયેલા જોવા મળે છે.

'અનુભવ' શબ્દનું લેખિત લગાત્મક માપ 'લલલલ' થાય છે પરંતુ 'અનુભવ' શબ્દનું ઉચ્ચારણ 'અનુભવ્' કરવામાં આવે છે તેથી ઉચ્ચારણ મુજબ 'અનુભવ' શબ્દનું લગાત્મક માપ 'લલગા' થાય છે. અહીં 'અનુ' સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે અને 'ભવ' સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે.

ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે પરંતુ એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ વર્જિત છે તથા બે લઘુઅક્ષરોના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે પરંતુ સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ વર્જિત છે જ્યારે આપણા ભારતીય માત્રામેળ છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે અને સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે તથા બે લઘુઅક્ષરોના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે અને સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે. આમ ગઝલના છંદોનું સ્વરૂપ આપણા માત્રામેળ છંદો કરતાં ચુસ્ત જણાય છે.

ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે જ્યારે આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં આવી છૂટ પણ લઈ શકાતી નથી. આમ ગઝલના છંદોનું સ્વરૂપ આપણા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો કરતાં શિથિલ જણાય છે.

ગઝલ હંમેશાં બોલચાલની ભાષામાં જ લખાય છે. 'કમલનયન' શબ્દનું બોલચાલની ભાષામાં માપ લગાલગા (ક-મલ-ન-યન) થાય છે અને ગઝલના છંદોમાં 'કમલનયન' શબ્દ લગાલગા સ્વરૂપે જ પ્રયોજવામાં આવે છે. આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં 'કમલનયન' શબ્દ

લલલલલલ (ક-મ-લ-ન-ય-ન) સ્વરૂપે જ પ્રયોજી શકાય છે જયારે માત્રામેળ છંદોમાં 'કમલનયન' શબ્દ લગાલગા (ક-મલ-ન-યન) ઉપરાંત ગાલગાલ (કમ-લ-નય-ન), ગાગાગા (કમ-લન-યન), લલગાગા (ક-મ-લન-યન), ગાલલગા (કમ-લ-ન-યન), ગાગાલલ (કમ-લન-ય-ન) વગેરે સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. આમ ગઝલના છંદો આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોથી શિથિલ સ્વરૂપે અને માત્રામેળ છંદોથી ચુસ્ત સ્વરૂપે પ્રયોજાયેલા જોવા મળે છે.

'અનુમતિ' શબ્દનું લેખિત અને પઠન બંને સ્વરૂપે લગાત્મક સ્વરૂપ લલલલ (ચાર સ્પષ્ટ લઘુઅક્ષર) જ થાય છે. ગઝલના છંદોમાં એકસાથે બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાતો નથી તો 'અનુમતિ' શબ્દ ગઝલમાં કઈ રીતે પ્રયુક્ત થઈ શકે એ જોઈએ. 'અનુમતિ' શબ્દનું 'અનૂમતી' (લગાલગા) સ્વરૂપે કે 'અનૂમતિ' (લગાલલ) સ્વરૂપે પઠન કરવાથી પણ એ કર્ણકટુ લાગતો નથી. આમ 'અનુમતિ' શબ્દ ગઝલમાં લગાલગા કે લગાલલ સ્વરૂપે પ્રયોજી શકાય કે જેથી બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરો એકસાથે ન આવે. બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોવાળા બીજા શબ્દો પણ ગઝલમાં આ રીતે પ્રયુક્ત કરી શકાય છે. 'અનુમતિ' શબ્દના પ્રયોગવાળી બે પંક્તિ ઉદાહરણ સ્વરૂપે પ્રસ્તુત કરું છું.

અનૂમતી જો મળે તમારી = લગાલગાગા લગાલગાગા

ન મળી અનૂમતિ આપની = લલગાલગા લલગાલગા

(આપ સૌને લગાત્મક સ્વરૂપ સમજવામાં સરળ પડે તેથી 'અનૂમતી' અને 'અનૂમતિ' લખ્યું છે પરંતુ આપ સૌ ગઝલ લખો ત્યારે 'અનુમતિ' જ લખવું રહ્યું, 'અનૂમતી' કે 'અનૂમતિ' નહીં.)

: પદ્યભાર :

કોઈપણ માત્રામેળ રચનાના કે કોઈપણ આવૃત્તસંધિ રૂપમેળ રચનાના પઠનમાં અથવા ગાયનમાં અમુક સ્થાન પર વિશેષ થડકાર કે આઘાતનો અનુભવ કરી શકાય છે. આ વિશેષ થડકાર કે આઘાતને જ પદ્યભાર કહેવામાં આવે છે. કોઈપણ રચનાના છંદમાં પ્રયુક્ત સંધિના આધારે નિશ્ચિત સમયાંતરે પદ્યભારની (વિશેષ થડકાર કે આઘાતની) પુનરાવૃત્તિ થતી હોય છે. પદ્યભાર (વિશેષ થડકાર કે આઘાત) માટે તાલ-સ્થાન અથવા તાળ-સ્થાન શબ્દ પણ પ્રયુક્ત થાય છે, પરંતુ સંગીતમાં તાલ શબ્દ અલગ અર્થમાં પ્રયુક્ત થતો હોવાથી આપણે પદ્યભાર શબ્દનો જ પ્રયોગ કરીશું અને એ જ વધુ ઉચિત છે. છંદોમાં પ્રયુક્ત થતી સંધિના પદ્યભાર બે પ્રકારના હોય છે, મુખ્ય પદ્યભાર અને ગૌણ પદ્યભાર. મુખ્ય પદ્યભારના પ્રમાણમાં ગૌણ પદ્યભારમાં થડકારનું પ્રમાણ થોડું ઓછું હોય છે. છંદોના નિરૂપણ માટે ફક્ત મુખ્ય પદ્યભારને જ ધ્યાનમાં લેવામાં આવે છે જ્યારે એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગ માટે ગૌણ પદ્યભાર પણ ધ્યાનમાં લેવામાં આવે છે. સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે.

ગઝલના છંદોના મારા અભ્યાસ દરમિયાન કેટલાંક તારણો નીકળ્યા છે જે પ્રસ્તુત કરું છું.

| | |
|---|---|
| (૧) | લ = લઘુઅક્ષર = એક માત્રાકાળમાં ઉચ્ચારણ<br>ગા = ગુરુઅક્ષર = બે માત્રાકાળમાં ઉચ્ચારણ |
| (૨) | લઘુ-ગુરુ અક્ષરોની ગણતરીમાં (અક્ષરોનું લઘુ-ગુરુ સ્વરૂપ એટલે કે વજન નક્કી કરવામાં) અક્ષર હ્રસ્વસ્વરયુક્ત છે કે દીર્ઘસ્વરયુક્ત છે એ ધ્યાનમાં ન લેતાં અક્ષરના ઉચ્ચારણ-સમયને જ ધ્યાનમાં લેવામાં આવે છે. જેમકે 'કવિતા' શબ્દનું માપ લલગા હોવા છતાં ઉચ્ચારણ-સમયને આધારે 'કવિતા' શબ્દ લલગા (ક-વિ-તા) અને લગાગા (ક-વી-તા) એ બંને માપમાં પ્રયોજી શકાય છે. |
| (3) | ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે જ્યારે એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકતો નથી. જેમકે 'ગઝલ' શબ્દનું માપ લગા (ગ-ઝલ) જ થાય છે, પરંતુ 'કવિતા' શબ્દ ગાગા (કવિ-તા) માપમાં પ્રયોજી શકાતો નથી. |

| | |
|---|---|
| | ગઝલના છંદોમાં જ્યાં બે લઘુઅક્ષરોનો પ્રયોગ હોય ત્યાં સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો જ પ્રયોગ કરવો પડે છે. બે સ્પષ્ટ લઘુઅક્ષરોના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કે એક ગુરુઅક્ષરનો પ્રયોગ કરી શકતો નથી. જેમકે લલગા માપમાં 'કવિતા' શબ્દનો પ્રયોગ કરી શકાય છે, પરંતુ 'તરવું' શબ્દ લલગા માપમાં (ત-ર-વું) પ્રયોજી શકાતો નથી કારણ કે 'તરવું' શબ્દનું માપ ગાગા (તર-વું) જ થાય છે. |
| (૪) | ગઝલના છંદોમાં એકસાથે બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરો પ્રયુક્ત થતા નથી. ગઝલ પ્રચલિત હોવાનું એક કારણ ગઝલના છંદોની પ્રવાહિતા પણ છે. એકસાથે બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ છંદની પ્રવાહિતાને ઓછી કરી દે છે. |
| (૫) | ફક્ત ગુરુઅક્ષરોના પ્રયોગવાળા છંદમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર (પદ્યભારવાળા ગુરુઅક્ષર સિવાય) બે સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ કરવાની છૂટ છે, પરંતુ આ છૂટ એવી રીતે લેવાની રહેશે કે જેથી બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરો એકસાથે ન આવે એટલે કે એકસાથે એક જ ગુરુઅક્ષરના સ્થાન પર બે સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાશે. સામાન્ય રીતે એક ગુરુઅક્ષરના સ્થાન પર બે સ્પષ્ટ લઘુઅક્ષરો લેવાની છૂટ પદ્યભારવાળા ગુરુઅક્ષર પહેલાંના અથવા પછીના અથવા એ બંને ગુરુઅક્ષરના સ્થાન પર જ લેવાયેલી જોવા મળે છે અને એ જ યોગ્ય પણ છે. એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગ માટે આ નિયમ બાધક નથી. |
| (૬) | આપણા ભારતીય છંદોમાં પંક્તિના અંતે આવતા લઘુઅક્ષરને જરૂર મુજબ ગુરુઅક્ષર ગણવાની છૂટ છે પરંતુ ગઝલના છંદશાસ્ત્ર અનુસાર પંક્તિને (મિસરા) અંતે આવતા લઘુઅક્ષરને અલગ ન ગણતાં એ પહેલાનાં ગુરુઅક્ષરમાં જ સમાવિષ્ટ કરી દેવામાં આવે છે એટલે કે પંક્તિના અંતિમ લઘુઅક્ષરને તે પહેલાનાં ગુરુઅક્ષર સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવામાં આવે છે. બે ઉદાહરણો પરથી આ વાત સમજીએ. અહીં ઉદાહરણ સ્વરૂપે મતલા અને મકતા જ આપ્યા છે પરંતુ અન્ય શેર માટે પણ આ જ નિયમ લાગુ પડશે.<br>(૧)<br>(ગઝલકાર : 'મરીઝ')<br><br>બસ એટલી સમજ મને પરવરદિગાર દે<br>સુખ જ્યારે જ્યાં મળે ત્યાં બધાના વિચાર દે<br><br>દુનિયામાં કંઈકનો હું કરજદાર છું 'મરીઝ'<br>ચૂકવું બધાનું દેણ જો અલ્લાહ ઉધાર દે |

| | |
|---|---|
| | મતલામાં (બંને પંક્તિમાં) અંત્યાક્ષર લઘુઅક્ષર ન હોવા છતાં મકતાની પહેલી પંક્તિને અંતે એક લઘુઅક્ષર 'ઝ' વધારાનો છે જેને અલગ ન ગણતાં 'રી' સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવામાં આવશે, એટલે કે 'મરીઝ' શબ્દનું ઉચ્ચારણ 'મરીઝ્' કરવાથી મિસરાનું વજન જળવાય જશે.<br><br>(૨)<br>(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)<br><br>હોઠે ભાવ ને હૈયે વ્યંગ<br>વાહ રે દુનિયા તારા ઢંગ<br><br>અંગત વાતો વ્યક્ત ન કર<br>'શૂન્ય' થશે મર્યાદાભંગ<br><br>મતલામાં (બંને પંક્તિમાં) અંત્યાક્ષર લઘુઅક્ષર હોવા છતાં મકતાની પહેલી પંક્તિમાં એ વ્યવસ્થા જાળવવામાં આવી નથી, એના પરથી ઉપરોક્ત બાબત સરળતાથી સમજી શકાશે. |

# (૪)
# પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિ

: પદ્યભાર :

કોઈપણ માત્રામેળ રચનાના કે કોઈપણ આવૃત્તસંધિ રૂપમેળ રચનાના પઠનમાં અથવા ગાયનમાં અમુક સ્થાન પર વિશેષ થડકાર કે આઘાતનો અનુભવ કરી શકાય છે. આ વિશેષ થડકાર કે આઘાતને જ પદ્યભાર કહેવામાં આવે છે. કોઈપણ રચનાના છંદમાં પ્રયુક્ત સંધિના આધારે નિશ્ચિત સમયાંતરે પદ્યભારની (વિશેષ થડકાર કે આઘાતની) પુનરાવૃત્તિ થતી હોય છે. પદ્યભાર (વિશેષ થડકાર કે આઘાત) માટે તાલ-સ્થાન અથવા તાળ-સ્થાન શબ્દ પણ પ્રયુક્ત થાય છે, પરંતુ સંગીતમાં તાલ શબ્દ અલગ અર્થમાં પ્રયુક્ત થતો હોવાથી આપણે પદ્યભાર શબ્દનો જ પ્રયોગ કરીશું અને એ જ વધુ ઉચિત છે. છંદોમાં પ્રયુક્ત થતી સંધિના પદ્યભાર બે પ્રકારના હોય છે, મુખ્ય પદ્યભાર અને ગૌણ પદ્યભાર. મુખ્ય પદ્યભારના પ્રમાણમાં ગૌણ પદ્યભારમાં થડકારનું પ્રમાણ થોડું ઓછું હોય છે. છંદોના નિરૂપણ માટે ફક્ત મુખ્ય પદ્યભારને જ ધ્યાનમાં લેવામાં આવે છે જ્યારે એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગ માટે ગૌણ પદ્યભાર પણ ધ્યાનમાં લેવામાં આવે છે. સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે. મારા પુસ્તક 'ગઝલધારા'માં અને અન્ય લેખમાં મુખ્ય પદ્યભારને રેખાંકિત કરીને અને ગૌણ પદ્યભારને નીચે ટપકું કરીને દર્શાવ્યાં છે જ્યારે આ ચર્ચા દરમિયાન હું મુખ્ય પદ્યભારને ઊપર ટપકું કરીને અને ગૌણ પદ્યભારને નીચે ટપકું કરીને દર્શાવીશ.

'અનુભવ' શબ્દનું લેખિત લગાત્મક માપ 'લલલલ' થાય છે પરંતુ 'અનુભવ' શબ્દનું ઉચ્ચારણ 'અનુભવ્' કરવામાં આવે છે તેથી ઉચ્ચારણ મુજબ 'અનુભવ' શબ્દનું લગાત્મક માપ 'લલગા' થાય છે. અહીં 'અનુ' સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે અને 'ભવ' સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે.

જે રીતે પદ્ય-રચનામાં પ્રવાહિતા માટે છંદ જરૂરી છે એ જ રીતે સંગીત-રચનામાં પ્રવાહિતા માટે તાલ જરૂરી છે. ગઝલ એ ગેય કાવ્ય પ્રકાર હોવાથી ગઝલના છંદ અને સંગીતના તાલ વચ્ચે સીધો સંબંધ સ્થાપિત થાય છે. આ પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ ગઝલના છંદોમાં પંચકલ, ષટ્કલ, સપ્તકલ અને અષ્ટકલ પ્રકારની સંધિ પ્રયુક્ત થાય છે કે જેનો પદ્યભાર સંગીતના તાલના આધારે નક્કી કરી શકાય છે. લઘુઅક્ષરની ૧ માત્રા અને ગુરુઅક્ષરની ૨ માત્રા ગણતાં પંચકલ સંધિની ૫ માત્રા, ષટ્કલ સંધિની ૬ માત્રા, સપ્તકલ સંધિની ૭ માત્રા અને અષ્ટકલ સંધિની ૮ માત્રા થાય છે. પંચકલ સંધિ માટે ૧૦ માત્રાના ઝપતાલનો પ્રયોગ, ષટ્કલ સંધિ માટે ૬ માત્રાના તાલ દાદરાનો પ્રયોગ, સપ્તકલ સંધિ માટે ૭ માત્રાના તાલ રૂપકનો અથવા ૧૪ માત્રાના તાલ દીપચન્દીનો પ્રયોગ અને અષ્ટકલ સંધિ માટે ૮ માત્રાના તાલ કહેરવાનો પ્રયોગ કરવાથી જુદી-જુદી સંધિના પદ્યભાર નક્કી કરી શકાય છે. સંધિના મુખ્ય અને ગૌણ પદ્યભાર નક્કી કરવાની પદ્ધતિ અલગ પ્રકરણમાં દર્શાવી છે.

ગઝલમાં સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે આવતા નથી. તેથી બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવતા હોય એવી સંધિની યાદી પ્રસ્તુત કરું છું.

**અંત્યાક્ષર ગુરુઅક્ષર હોય અને બેથી વધુ લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતા હોય એવી સંધિનાં મુખ્ય અને ગૌણ પદ્યભાર (ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)**

: પંચકલ સંધિ :

લગાંગ઼ા

ગ઼ાલગાં

: ષટ્કલ સંધિ :

લગાંલગ઼ા અથવા લગ઼ાલગાં

લલ઼ગાગાં

ગાંલલ઼ગા

: સપ્તકલ સંધિ :

લગ઼ાગાગાં

ગાંલગ઼ાગા

ગાગાંલગ઼ા

લલગાંલગ઼ા

લગ઼ાલલગાં

: અષ્ટકલ સંધિ :

ગાંગાગ઼ાગા અથવા ગાગાંગાગ઼ા

લંગાલગ઼ાગા

લલગાંગાગ઼ા

ગાંલલગ઼ાગા

ગાગાંલલગ઼ા

લલગાંલલગ઼ા

ગાલંગાલગ઼ા

**અંત્યાક્ષર લઘુઅક્ષર હોય અને બેથી વધુ લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતા હોય એવી સંધિનાં મુખ્ય અને ગૌણ પદ્યભાર (ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)**

**: પંચકલ સંધિ :**

ગાંગ઼ાલ

**: ષટ્કલ સંધિ :**

ગાંલગ઼ાલ અથવા ગ઼ાલગાંલ

ગાગાંલલ઼

**: સપ્તકલ સંધિ :**

ગાંલગ઼ાલલ

ગ઼ાગાગાંલ

ગ઼ાલલગાંલ

**: અષ્ટકલ સંધિ :**

ગાંગાગ઼ાલલ

ગાંલલગ઼ાલલ

ગાંગાલ઼ગાલ

ઉપરોક્ત સંધિઓના અભ્યાસ પરથી નીચે મુજબના કેટલાંક તારણો કાઢી શકાય છે.

| | |
|---|---|
| (૧) | કોઈપણ સંધિમાં મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર બે સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ થયો નથી. |
| (૨) | જે સંધિમાં મુખ્ય અથવા ગૌણ પદ્યભાર લઘુઅક્ષર પર સ્થિત હોય તે સંધિમાં મુખ્ય અથવા ગૌણ પદ્યભારવાળા લઘુઅક્ષર પછી ગુરુઅક્ષરનો જ પ્રયોગ થયો છે. |
| (૩) | મુખ્ય અને ગૌણ એ બંને પદ્યભાર લઘુઅક્ષર પર જ સ્થિત હોય એવી એકપણ સંધિ પ્રયુક્ત થતી નથી. |
| (૪) | કોઈપણ એક સંધિના એક થી વધુ આવર્તનોનો પ્રયોગ કરવાથી પ્રાપ્ત સ્વરૂપમાં પણ બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરો એકસાથે આવતાં નથી. |
| (૫) | દરેક પંચકલ સંધિમાં મુખ્ય પદ્યભારથી અને ગૌણ પદ્યભારથી અનુક્રમે દ્વિકલ (ગા) અને ત્રિકલ (ગાલ) સ્પષ્ટ રીતે છુટા પાડી શકાય છે. |
| (૬) | દરેક ષટ્કલ સંધિમાં એક ત્રિકલ (ગાલ) મુખ્ય પદ્યભારથી અને બીજું ત્રિકલ (ગાલ અથવા લગા) ગૌણ પદ્યભારથી એમ બે ત્રિકલ સ્પષ્ટ રીતે છુટા પાડી શકાય છે. |
| (૭) | દરેક સપ્તકલ સંધિમાં મુખ્ય પદ્યભારથી અને ગૌણ પદ્યભારથી અનુક્રમે ત્રિકલ (ગાલ) અને ચતુષ્કલ (ગાગા અથવા ગાલલ) સ્પષ્ટ રીતે છુટા પાડી શકાય છે. |
| (૮) | દરેક અષ્ટકલ સંધિમાં એક ચતુષ્કલ (ગાગા અથવા ગાલલ અથવા લગાલ) મુખ્ય પદ્યભારથી અને બીજું ચતુષ્કલ (ગાગા અથવા ગાલલ અથવા લગાલ) ગૌણ પદ્યભારથી એમ બે ચતુષ્કલ સ્પષ્ટ રીતે છુટા પાડી શકાય છે. |
| (૯) | જે અષ્ટકલ સંધિમાં બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતા ન હોય એવી અષ્ટકલ સંધિમાં બે લઘુઅક્ષરની વચ્ચે એક થી વધુ ગુરુઅક્ષર પ્રયુક્ત થતાં નથી. |
| (૧૦) | લંગાલગ઼ાગા અને ગાલંગાલગ઼ા એ બે અષ્ટકલ સંધિમાં જ મુખ્ય પદ્યભાર લઘુઅક્ષર પર સ્થિત છે કારણ કે એ બંને સંધિ અનુક્રમે ગાંગાગ઼ાગા અને ગાગાંગાગ઼ા સંધિના જ સ્વરૂપ છે. |

ગઝલના છંદશાસ્ત્ર અનુસાર પંક્તિને (મિસરા) અંતે આવતા લઘુઅક્ષરને અલગ ન ગણતાં એ પહેલાનાં ગુરુઅક્ષરમાં જ સમાવિષ્ટ કરી દેવામાં આવે છે એટલે કે પંક્તિના અંતિમ લઘુઅક્ષરને તે પહેલાનાં ગુરુઅક્ષર સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવામાં આવે છે. આમ આપણી પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ અંત્યાક્ષર ગુરુઅક્ષરવાળી સંધિ જ ગઝલના છંદોમાં પ્રયુક્ત થશે.

જે સંધિના આવર્તિત સ્વરૂપના છંદોની ગઝલો જોવા મળતી હોય એવી સંધિને મુખ્ય સંધિ કહીશું અને જે સંધિનો પ્રયોગ મુખ્ય સંધિના વિકલ્પ રૂપે જ થતો હોય એવી સંધિને ગૌણ સંધિ કહીશું. ગૌણ સંધિના આવર્તિત સ્વરૂપના છંદોની ગઝલો જવલ્લે જ જોવા મળતી હોય છે.

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી મુખ્ય સંધિ :

(ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

(૦૧) લગાંગ઼ા

(૦૨) ગ઼ાલગાં

(૦૩) લગાંલગ઼ા અથવા લગ઼ાલગાં

(૦૪) લલ઼ગાગાં

(૦૫) ગાંલલ઼ગા

(૦૬) લગ઼ાગાગાં

(૦૭) ગાંલગ઼ાગા

(૦૮) ગાગાંલગ઼ા

(૦૯) લલગાંલગ઼ા

(૧૦) લગ઼ાલલગાં

(૧૧) ગાંગાગ઼ાગા અથવા ગાગાંગાગ઼ા

(૧૨) લંગાલગ઼ાગા

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી ગૌણ સંધિ :

(ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

(૦૬) લગ઼ાગાગાં = લગ઼ાલલગાં

(૦૭) ગાંલગ઼ાગા = ગાંલગ઼ાલલ

(૦૮) ગાગાંલગ઼ા = લલગાંલગ઼ા

(૧૧) ગાંગાગ઼ાગા = લંગાલગ઼ાગા, ગાંલલગ઼ાગા, ગાંગાગ઼ાલલ, ગાંલલગ઼ાલલ, ગાંગાલ઼ગાલ.

(૧૧) ગાગાંગાગ઼ા = લલગાંગાગ઼ા, ગાગાંલલગ઼ા, લલગાંલલગ઼ા, ગાલંગાલગ઼ા.

સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે. એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગની છૂટ ઉપરોક્ત નિયમને આધીન ફક્ત અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા'ના આવર્તિત સ્વરૂપના છંદો પુરતી જ મર્યાદિત રાખવી હિતાવહ છે.

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી ગૌણ સંધિની યાદી પરથી કયા ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય એ બાબત સરળતાથી સમજી શકાશે. ગૌણ સંધિનો પ્રયોગ અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા' ના વિકલ્પ પુરતો જ એ રીતે મર્યાદિત રાખવો જોઈએ કે જેથી છંદનો અંત્યાક્ષર ગુરુઅક્ષર જ આવે એટલે કે અંત્યાક્ષર લઘુઅક્ષર હોય એવી ગૌણ સંધિનો પ્રયોગ છંદમાં અંતિમ સંધિના વિકલ્પ રૂપે કરી શકાય નહીં.

'મતિ' શબ્દ સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો બનેલો છે અને 'દિલ' શબ્દ સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો બનેલો છે. ગાંગાગ઼ાગા સંધિમાં 'દિલ' શબ્દનો પ્રયોગ કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન કરી શકાય છે જ્યારે 'મતિ' શબ્દનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં એટલે કે 'મતિ' શબ્દનો પ્રયોગ ગાંગાગ઼ાગા સંધિના બીજા અને ચોથા ગુરુઅક્ષરના સ્થાન પર જ કરી શકાશે. 'અનુભવ' શબ્દનો પ્રયોગ ગાંગાગ઼ાગા સંધિમાં કરવો હોય તો 'અનુભવ' શબ્દનો 'અનુ' ગાંગાગ઼ાગા સંધિના બીજા અથવા ચોથા ગુરુઅક્ષરના સ્થાન પર આવે એ જ રીતે પ્રયુક્ત કરી શકાશે.

# (૫)
# પદ્યભાર આધારિત પદ્ધતિથી છંદ-રચના

જે સંધિના આવર્તિત સ્વરૂપના છંદોની ગઝલો જોવા મળતી હોય એવી સંધિને મુખ્ય સંધિ કહીશું અને જે સંધિનો પ્રયોગ મુખ્ય સંધિના વિકલ્પ રૂપે જ થતો હોય એવી સંધિને ગૌણ સંધિ કહીશું. ગૌણ સંધિના આવર્તિત સ્વરૂપના છંદોની ગઝલો જવલ્લે જ જોવા મળતી હોય છે.

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી મુખ્ય સંધિ :
(ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

(૦૧) લગાંગ઼ા
(૦૨) ગ઼ાલગાં
(૦૩) લગાંલગ઼ા અથવા લગ઼ાલગાં
(૦૪) લલ઼ગાગાં
(૦૫) ગાંલલ઼ગા
(૦૬) લગ઼ાગાગાં
(૦૭) ગાંલગ઼ાગા
(૦૮) ગાગાંલગ઼ા
(૦૯) લલગાંલગ઼ા
(૧૦) લગ઼ાલલગાં
(૧૧) ગાંગાગ઼ાગા અથવા ગાગાંગાગ઼ા
(૧૨) લંગાલગ઼ાગા

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી ગૌણ સંધિ :
(ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

(૦૬) લગ઼ાગાગાં = લગ઼ાલલગાં
(૦૭) ગાંલગ઼ાગા = ગાંલગ઼ાલલ
(૦૮) ગાગાંલગ઼ા = લલગાંલગ઼ા
(૧૧) ગાંગાગ઼ાગા = લંગાલગ઼ાગા, ગાંલલગ઼ાગા, ગાંગાગ઼ાલલ, ગાંલલગ઼ાલલ, ગાંગાલ઼ગાલ.
(૧૧) ગાગાંગાગ઼ા = લલગાંગાગ઼ા, ગાગાંલલગ઼ા, લલગાંલલગ઼ા, ગાલંગાલગ઼ા.

સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે. એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગની છૂટ ઉપરોક્ત નિયમને આધીન ફક્ત અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા'ના આવર્તિત સ્વરૂપના છંદો પુરતી જ મર્યાદિત રાખવી હિતાવહ છે.

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી ગૌણ સંધિની યાદી પરથી કયા ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય એ બાબત સરળતાથી સમજી શકાશે. ગૌણ સંધિનો પ્રયોગ અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા' ના વિકલ્પ પુરતો જ એ રીતે મર્યાદિત રાખવો જોઈએ કે જેથી છંદનો અંત્યાક્ષર ગુરુઅક્ષર જ આવે એટલે કે અંત્યાક્ષર લઘુઅક્ષર હોય એવી ગૌણ સંધિનો પ્રયોગ છંદમાં અંતિમ સંધિના વિકલ્પ રૂપે કરી શકાય નહીં.

હવે ઉપરોક્ત મુખ્ય સંધિના પ્રયોગ દ્વારા છંદ-રચના કેવી રીતે કરી શકાય એ જોઈએ.

આ પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ ગઝલના છંદોને ચાર પ્રકારમાં વર્ગીકૃત કરી શકાશે. (૧) શુદ્ધ-અખંડિત, (૨) શુદ્ધ-ખંડિત, (૩) મિશ્ર-અખંડિત, (૪) મિશ્ર-ખંડિત.

છંદોના વિવરણમાં દરેક છંદના તર્ક-સંગત નામ પણ દર્શાવ્યા છે. તર્ક-સંગત નામમાં સંધિના આવર્તનની સંખ્યા દર્શાવવા અંકોનો પ્રયોગ કર્યો છે તથા લોપ દર્શાવવા - ચિહ્નનો અને મિશ્રણ દર્શાવવા + ચિહ્નનો પ્રયોગ કર્યો છે. છંદમાં શરૂઆતમાં લોપની પ્રક્રિયા દર્શાવવા તર્ક-સંગત નામની શરૂઆતમાં લોપ કરેલા અક્ષર/અક્ષરોને - ચિહ્ન સાથે દર્શાવ્યા છે અને છંદમાં અંતે લોપની પ્રક્રિયા દર્શાવવા તર્ક-સંગત નામના અંતે લોપ કરેલા અક્ષર/અક્ષરોને - ચિહ્ન સાથે દર્શાવ્યા છે. કોઈ નિશ્ચિત સ્વરૂપના (મિશ્ર અથવા ખંડિત સ્વરૂપના) આવર્તન દર્શાવવા એ સ્વરૂપને કૌંસમાં દર્શાવી કૌંસ પહેલાં એ સ્વરૂપના આવર્તનની સંખ્યા અંકો દ્વારા દર્શાવી છે. અલગ-અલગ છંદોના તર્ક-સંગત નામનો અભ્યાસ કરવાથી આ વાત સારી રીતે સમજાય જશે.

છંદના નિરૂપણ માટે મુખ્ય પદ્યભાર જ ધ્યાનમાં લેવામાં આવે છે એ વાત યાદ રાખવી.
(ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

| | |
|---|---|
| (૧) | કોઈપણ એક સંધિના એક થી વધુ આવર્તનોના પ્રયોગ દ્વારા છંદ-રચના કરી શકાય છે. છંદના આ પ્રકારને આપણે શુદ્ધ-અખંડિત પ્રકાર કહીશું. કોઈપણ એક સંધિના એક આવર્તનવાળી રચના પણ જોવા મળે છે, પરંતુ એમાં ગેય-તત્વ નથી હોતું. સામાન્ય રીતે પંચકલ સંધિનાં વધુમાં વધુ આઠ આવર્તનવાળી રચનાઓ જોવા મળે છે તથા અન્ય પ્રકારની સંધિનાં વધુમાં વધુ ચાર આવર્તનવાળી રચનાઓ જોવા મળે છે. કોઈપણ એક સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગવાળા છંદ શ્રેષ્ઠ છે.<br><br>લગાંગ઼ા સંધિના ચાર આવર્તનોનો પ્રયોગ કરવાથી નીચે મુજબનો છંદ પ્રાપ્ત થાય છે.<br>લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા |
| (૨) | કોઈપણ એક સંધિના એક થી વધુ આવર્તનોના પ્રયોગવાળા છંદની પહેલી સંધિના પહેલા અક્ષર/અક્ષરોનો લોપ કરવાથી અથવા છેલ્લી સંધિના છેલ્લા અક્ષર/અક્ષરોનો લોપ કરવાથી પણ છંદ-રચના કરી શકાય છે. છંદના આ પ્રકારને આપણે શુદ્ધ-ખંડિત પ્રકાર કહીશું.<br><br>લગાંગ઼ા સંધિના ચાર આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી નીચે મુજબનો છંદ પ્રાપ્ત થાય છે.<br>લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા-ગા<br><br>લલ઼ગાગાં સંધિના ચાર આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિના પહેલા બંને લઘુઅક્ષરોનો લોપ કરવાથી નીચે મુજબનો છંદ પ્રાપ્ત થાય છે.<br>ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં<br>તર્ક-સંગત નામ : -લલ+૪લલ઼ગાગાં<br>(અરૂઝ મુજબ સંધિ : ગાગાલ લગાગાલ લગાગાલ લગાગા) |

| | |
|---|---|
| (૩) | કોઈપણ બે કે તેથી વધુ સંધિના મિશ્રણથી અથવા એ મિશ્ર સ્વરૂપના એક થી વધુ આવર્તનોનો પ્રયોગ કરવાથી પણ છંદ-રચના કરી શકાય છે. છંદના આ પ્રકારને આપણે મિશ્ર-અખંડિત પ્રકાર કહીશું.<br><br>અનુક્રમે લલગાંલગ઼ા અને લગાંગ઼ા સંધિના મિશ્ર સ્વરૂપના બે આવર્તનોનો પ્રયોગ કરવાથી નીચે મુજબનો છંદ પ્રાપ્ત થાય છે.<br>લલગાંલગ઼ા લગાંગ઼ા લલગાંલગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(લલગાંલગ઼ા+લગાંગ઼ા)<br>(અરૂઝ મુજબ સંધિ : લલગાલ ગાલગાગા લલગાલ ગાલગાગા) |
| (૪) | કોઈપણ બે કે તેથી વધુ સંધિના મિશ્રણથી પ્રાપ્ત સ્વરૂપની અથવા એ મિશ્ર સ્વરૂપના એક થી વધુ આવર્તનોનો પ્રયોગ કરવાથી પ્રાપ્ત સ્વરૂપની પહેલી સંધિના પહેલા અક્ષર/અક્ષરોનો લોપ કરવાથી અથવા છેલ્લી સંધિના છેલ્લા અક્ષર/અક્ષરોનો લોપ કરવાથી પણ છંદ-રચના કરી શકાય છે. છંદના આ પ્રકારને આપણે મિશ્ર-ખંડિત પ્રકાર કહીશું.<br><br>અનુક્રમે લલ઼ગાગાં અને લગ઼ાલગાં સંધિના મિશ્ર સ્વરૂપના બે આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિના પહેલા બંને લઘુઅક્ષરોનો લોપ કરવાથી નીચે મુજબનો છંદ પ્રાપ્ત થાય છે.<br>ગાગાં લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં<br>તર્ક-સંગત નામ : -લલ+૨(લલ઼ગાગાં+લગ઼ાલગાં)<br>(અરૂઝ મુજબ સંધિ : ગાગાલ ગાલગાલ લગાગાલ ગાલગા)<br><br>અનુક્રમે લગ઼ાલગાં અને લલ઼ગાગાં સંધિના મિશ્ર સ્વરૂપના બે આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી નીચે મુજબનો છંદ પ્રાપ્ત થાય છે કે જેમાં છેલ્લી સંધિના બે સ્પષ્ટ લઘુઅક્ષરોના સ્થાન પર એક ગુરુઅક્ષરનો પ્રયોગ કરવાની છૂટ છે.<br>લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા<br>તર્ક-સંગત નામ : ૨(લગ઼ાલગાં+લલ઼ગાગાં)-ગા |

| | |
|---|---|
| (૫) | ઉપર ક્રમાંક (૨) અથવા (૪) અનુસાર પ્રાપ્ત છંદના એક થી વધુ આવર્તનોનો પ્રયોગ કરવાથી પણ છંદ-રચના કરી શકાય છે. છંદના આ પ્રકારને આપણે શુદ્ધ-ખંડિત અથવા મિશ્ર-ખંડિત પ્રકાર કહીશું.<br><br>લગાંગ઼ા સંધિના ચાર આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી પ્રાપ્ત સ્વરૂપના બે આવર્તનોનો પ્રયોગ કરવાથી નીચે મુજબનો છંદ પ્રાપ્ત થાય છે.<br>લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૨(૪લગાંગ઼ા-ગા) |

ઉપરોક્ત પદ્ધતિથી છંદ-રચના કરતી વખતે એ ધ્યાન રાખવું જરૂરી છે કે લઘુઅક્ષરની એક માત્રા અને ગુરુઅક્ષરની બે માત્રા ગણતાં છંદમાં મુખ્ય પદ્યભાર સમાન માત્રાના અંતરે આવે. છંદમાં લોપના સ્થાન પર લોપ કરેલ અક્ષરની માત્રા જેટલી મુખ્ય પદ્યભારના અંતરમાં વિષમતા સ્વીકાર્ય છે, પરંતુ છંદમાં લોપના સ્થાન સિવાય સંધિના મિશ્રણને કારણે મુખ્ય પદ્યભારના અંતરમાં વિષમતા છંદની પ્રવાહિતાને નુકસાન પહોંચાડે છે. શુદ્ધ-અખંડિત પ્રકારના છંદોમાં કોઈપણ એક જ સંધિના આવર્તન હોવાથી મુખ્ય પદ્યભાર સમાન માત્રાના અંતરે જ સ્થિત રહેશે જ્યારે શુદ્ધ-ખંડિત પ્રકારના છંદોમાં ફક્ત લોપના સ્થાન પર લોપ કરેલ અક્ષરની માત્રા જેટલી જ મુખ્ય પદ્યભારના અંતરમાં વિષમતા રહેશે જે સ્વીકાર્ય છે. મિશ્ર પ્રકારના છંદોમાં સંધિનું મિશ્રણ એ રીતે કરવું જોઈએ કે જેથી છંદમાં મુખ્ય પદ્યભાર સમાન માત્રાના અંતરે સ્થિત રહે. મિશ્ર પ્રકારના છંદોમાં પણ લોપના સ્થાન પર લોપ કરેલ અક્ષરની માત્રા જેટલી મુખ્ય પદ્યભારના અંતરમાં વિષમતા સ્વીકાર્ય છે, પરંતુ છંદમાં સંધિના મિશ્રણના કારણે મુખ્ય પદ્યભારના અંતરમાં વિષમતા જેટલી વધુ હશે એટલી એ છંદની પ્રવાહિતા ઓછી થઈ જશે. જે છંદમાં પ્રવાહિતા ઓછી હશે એ છંદનું ગેય-તત્વ પણ ઓછું થઈ જશે અને એ છંદની પ્રચલિત થવાની સંભાવના પણ ઓછી થઈ જશે.

# (૬)
# છંદ નિરૂપણ

હવે હું મારી આ પદ્યભાર આધારિત પદ્ધતિથી છંદ-રચના સમજાવવાનો પ્રયત્ન કરીશ. આ પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ અને અરૂઝ મુજબ ગઝલના છંદોની સંધિ મોટે ભાગે સરખી જ રહેશે. જે છંદમાં આ પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબની સંધિ અરૂઝ મુજબની સંધિ કરતાં અલગ હશે એ સમજવામાં અરૂઝ કરતાં પ્રમાણમાં વધુ સરળ હશે. છંદની અરૂઝ મુજબની સંધિ પણ લઘુ-ગુરુ સ્વરૂપે જ દર્શાવીશ. દરેક છંદના વિવરણમાં છંદના મુખ્ય અને ગૌણ પદ્યભાર સહિતના લગાત્મક સ્વરૂપની સાથે છંદનું તર્ક-સંગત નામ, છંદનો પ્રકાર, છંદની કુલ માત્રા, મુખ્ય પદ્યભારની માત્રા અને છંદ-રચનાની પદ્ધતિ પણ પ્રસ્તુત કરતો જઈશ. દરેક છંદના ઉદાહરણ સ્વરૂપે એક ગઝલનો મતલા અને એક શેર અથવા મકતા ગણવિભાજન સહિત પ્રસ્તુત કરીશ કે જેમાં છંદના દરેક લઘુઅક્ષરના સ્થાન પર ઓછામાં ઓછો એકવાર સ્પષ્ટ લઘુઅક્ષર પ્રયુક્ત થયો હોય (ગુરુઅક્ષરને લઘુઅક્ષર ગણવાની છૂટ લીધી હોય એવું નહીં) એવા શેર આવરી લીધેલ છે. આ ઉપરાંત ગઝલમાં લઘુ-ગુરુ અક્ષરોમાં લેવાતી છૂટ વિશે પણ થોડી ચર્ચા કરતો જઈશ તથા દરેક છંદના ફિલ્મી અને ગેરફિલ્મી ગીત-ગઝલના ઉદાહરણો પણ પ્રસ્તુત કરતો જઈશ.

છંદોના વિવરણમાં ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર. છંદોના નિરૂપણ માટે ફક્ત મુખ્ય પદ્યભારને જ ધ્યાનમાં લેવામાં આવે છે. સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે.

ગણવિભાજનમાં લઘુ-ગુરુ માપના અક્ષરો પૂરા થાય ત્યાં ખાલી જગ્યાનો, ગણ પૂરા થાય ત્યાં અલ્પવિરામનો, પંક્તિ પૂરી થાય ત્યાં અર્ધવિરામનો અને શેર પૂરો થાય ત્યાં પૂર્ણવિરામનો પ્રયોગ કર્યો છે.

## (૧)

## લગાંગા લગાંગા લગાંગા લગાંગા

તર્ક-સંગત નામ : ૪લગાંગા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૨૦

મુખ્ય પદ્યભારની માત્રા : ૨, ૭, ૧૨, ૧૭.

છંદ-રચના : લગાંગા સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

નજર મેળવીશું ને ખોવાઈ જાશું;
કથાઓ બનીશું ને ચર્ચાઈ જાશું.
ગમે તેમ જીવી જશું તોય અંતે;
બહુ શાનથી 'શૂન્ય' વિસરાઈ જાશું.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-

ન જર મે, ળ વી શું, ને ખો વા, ઈ જા શું;
ક થા ઓ, બ ની શું, ને ચર્ ચા, ઈ જા શું.
ગ મે તે, મ જી વી, જ શું તો, ય અં તે;
બ હુ શા, ન થી શૂન્, ય વિસ રા, ઈ જા શું.

લઘુ-ગુરુ સમજ :-

સામાન્ય રીતે અ, ઇ, ઉ અને ઋ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન લઘુઅક્ષર ગણાય છે જ્યારે આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં અને અ: સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન ગુરુઅક્ષર ગણાય છે.

ગુરુઅક્ષરના બધા જ એકાક્ષરી શબ્દો તથા બધા જ પ્રત્યયો લઘુ અને ગુરુ બંને સ્વરૂપે પ્રયોજી શકાય છે. જેમકે ને, હું, તું, જે, કે, છું, હા, ના, નો, ની, નું, થી, એ, ઓ, માં, મેં, તેં, ત્યાં, ક્યાં, જ્યાં વગેરે. ઉપરોક્ત ગઝલમાં 'ને' અક્ષર ગુરુઅક્ષર હોવા છતાં 'અને'ના વિકલ્પ રૂપે લઘુઅક્ષર તરીકે પ્રયોજાયો છે.

જોડાક્ષરને એના પછીના અક્ષર સાથે જોડીને લખવામાં આવે છે પરંતુ જો જોડાક્ષરનો થડકાર એના પહેલાંના અક્ષર પર આવતો હોય તો એ જોડાક્ષર પહેલાંનો અક્ષર લઘુઅક્ષર હોય તો પણ જોડાક્ષરના થડકારને કારણે ગુરુઅક્ષર ગણાશે. જેમકે 'ચર્ચા' અને શૂન્ય' એ બંને શબ્દમાં જોડાક્ષર અનુક્રમે 'ર્' અને 'ન્'નો થડકાર એનાં પહેલાંના અક્ષર પર આવતો હોવાથી એ બંને શબ્દોનું લગાત્મક સ્વરૂપ અનુક્રમે ગાગા અને ગાલ જ થશે, અનુક્રમે લગા અને ગાગા નહીં.

## લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા

| | |
|---|---|
| ૧ | યે મહલોં યે તખ્તોં યે તાજોં કી દુનિયા (મુહમ્મદ રફી) |
| ૨ | તેરી બેરુખી ઔર તેરી મેહરબાની (જગજીત સિંઘ) |
| ૩ | ન યે ચાંદ હોગા ન તારે રહેંગે (ગીતા દત્ત) |
| ૪ | તેરે દર પે આયા હૂં ફરિયાદ લે કર (તલત મહમૂદ) |
| ૫ | હમેં કાશ તુમસે મુહબ્બત ન હોતી (લતા મંગેશ્કર) |
| ૬ | કિસી બાત પર મૈં કિસી સે ખફા હૂં (કિશોરકુમાર) |
| ૭ | મુઝે પ્યાર કી ઝિન્દગી દેનેવાલે (મુહમ્મદ રફી અને આશા ભોંસલે) |
| ૮ | અજી રૂઠ કર અબ કહાં જાઇએગા (લતા મંગેશ્કર) |
| ૯ | મુહબ્બત કી ઝૂટી કહાની પે રોએ (લતા મંગેશ્કર) |
| ૧૦ | સદા ખુશ રહે તૂ જફા કરનેવાલે (મુકેશ) |
| ૧૧ | તેરી યાદ દિલ સે મિટાને ચલા હૂં (મુકેશ) |

## (૨)

## લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં

તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા-ગા

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૧૮

મુખ્ય પદ્યભારની માત્રા : ૨, ૭, ૧૨, ૧૭.

છંદ-રચના : લગાંગ઼ા સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-
કદાચિત હતાં દર્દ કારણ વગર;
કે મટતાં રહ્યાં એ નિવારણ વગર.
હવે એને શક્તિ કે કિસ્મત કહો;
હું આગળ વધું છું ભલામણ વગર.
(ગઝલકાર : 'મરીઝ')

ગણવિભાજન :-
ક દા ચિત, હ તાં દર્, દ કા રણ, વ ગર;
કે મટ તાં, ર હ્યાં એ, નિ વા રણ, વ ગર.
હ વે એ, ને શક્ તિ, કે કિસ્ મત, ક હો;
હું આ ગળ, વ ધું છું, ભ લા મણ, વ ગર.

લઘુ-ગુરુ સમજ :-

જો જોડાક્ષરનો થડકાર એના પછીના અક્ષર પર આવતો હોય તો એ જોડાક્ષર પહેલાંનો અક્ષર એનાં મૂળ સ્વરૂપે જ પ્રયુક્ત થશે. 'રહ્યાં' શબ્દમાં જોડાક્ષર 'હ્'નો થડકાર એના પછીનાં અક્ષર પર જ આવતો હોવાથી એનું લગાત્મક સ્વરૂપ લગા જ થશે, ગાગા નહીં. એ જ રીતે રહ્યું, કહ્યાં, કહ્યું, સહ્યાં, સહ્યું, કર્યું, કર્યાં, ભર્યાં, તર્યાં વગેરે શબ્દોનું પણ લગાત્મક સ્વરૂપ લગા જ થશે.

'શક્તિ' શબ્દનું લગાત્મક સ્વરૂપ ગાલ થાય છે પરંતુ અહીં ગાગા સ્વરૂપે પ્રયુક્ત થયો છે. એ જ રીતે 'ભીતિ' શબ્દ ગાલ અને ગાગા એ બંને સ્વરૂપે પ્રયોજી શકાય છે. 'કવિ' શબ્દ લલ અને લગા એ બંને સ્વરૂપે તથા 'સરિતા' શબ્દ લલગા અને લગાગા એ બંને સ્વરૂપે પ્રયોજી શકાય છે. આમ લઘુઅક્ષરને ગુરુઅક્ષર મુજબ ઉચ્ચારતાં એ કર્ણકટુ ન લાગતો હોય તો એ લઘુઅક્ષરને ગઝલમાં ગુરુઅક્ષર તરીકે પ્રયુક્ત કરી શકાય છે.

## લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં

| | |
|---|---|
| ૧ | ન જી ભરકે દેખા ન કુછ બાત કી (ચંદનદાસ) |
| ૨ | યે ખુશરંગ ચેહરા શગુફ્તા કંવલ (ઉદય શાહ) |
| 3 | હેલો ઝિન્દગી ઝિન્દગી નૂર હૈ (જગજીત સિંઘ) |
| ૪ | દિખાઈ દિયે યૂં કિ બેખુદ કિયા (લતા મંગેશ્કર) |

(3)

## લગાંગા લગાંગા લગાંગા લગાંગા લગાંગા લગાંગા લગાંગા લગાંગા

તર્ક-સંગત નામ : ૮લગાંગા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૪૦

મુખ્ય પદ્યભારની માત્રા : ૨, ૭, ૧૨, ૧૭, ૨૨, ૨૭, ૩૨, ૩૭.

છંદ-રચના : લગાંગા સંધિનાં આઠ આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

જુદાઈના ગાળાને જીવન કહે છે મિલનની ઘડીને કયામત કહે છે;
હસું છું કે નાદાન દુનિયાના લોકો મનસ્વીપણે કેવી વાતો કરે છે.
અમે રક્ત સીંચી અમે પ્રાણ રેડી કર્યું મુક્ત જેને સદા પાનખરથી;
વસંત આવી ત્યારે હવે એ જ ઉપવન અમારા જ માટે દીવાલો ચણે છે.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-

જુ દા ઈ, ના ગા ળા, ને જી વન, ક હે છે, મિ લન ની, ઘ ડી ને, ક યા મત, ક હે છે;
હ સું છું, કે ના દા, ન દુ નિ યા, ના લો કો, મ નસ્ વી, પ ણે કે, વી વા તો, ક રે છે.
અ મે રક્, ત સીં ચી, અ મે પ્રા, ણ રે ડી, ક ર્યું મુક્, ત જે ને, સ દા પા, ન ખર થી;
વ સં તા, વી ત્યા રે, હ વે એ, જ ઉપ વન, અ મા રા, જ મા ટે, દી વા લો, ચ ણે છે.

લઘુ-ગુરુ સમજ :-

અકારાન્ત શબ્દ પછીના શબ્દમાં પહેલો અક્ષર સ્વર પ્રયુક્ત થતો હોય તો લઘુ-ગુરુ માપમાં જરૂર અનુસાર બંને શબ્દોને સંયુક્ત રીતે ઉચ્ચારીને પણ છંદ સાચવી લેવામાં આવે છે. 'વસંત આવી'માં 'વસંત' અકારાન્ત શબ્દ છે અને પછીના શબ્દ 'આવી'નો પહેલો અક્ષર સ્વર છે તેથી 'વસંત આવી'નું લગાત્મક સ્વરૂપ લગાલગાગા હોવા છતાં વસંત+આવી=વસંતાવી કરીને લગાગાગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. ઉપરોક્ત ગઝલમાં 'વસંતાવી' લગાગાલ સ્વરૂપે છે.

## લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા

| | |
|---|---|
| ૧ | યે સોને કી દુનિયા યે ચાંદી કી દુનિયા યહાં આદમી કી ભલા બાત ક્યા હૈ (હેમંતકુમાર) |
| ૨ | જો ઉનકી તમન્ના હૈ બરબાદ હો જા તો ઐ દિલ મુહબ્બત કી કિસ્મત બના દે (મુહમ્મદ રફી) |
| ૩ | મેરે પાસ આઓ નઝર તો મિલાઓ ઇન આંખોં મેં તુમકો જવાની મિલેગી (લતા મંગેશ્કર) |
| ૪ | તેરે પ્યાર કો ઇસ તરહ સે ભુલાના ન દિલ ચાહતા હૈ ન હમ ચાહતે હૈં (મુકેશ) |
| ૫ | તુઝે પ્યાર કરતે હૈં કરતે રહેંગે કિ દિલ બનકે દિલ મેં ધડકતે રહેંગે (મુહમ્મદ રફી અને સુમન કલ્યાણપુર) |
| ૬ | મુઝે દુનિયાવાલોં શરાબી ન સમઝો મૈં પીતા નહીં હૂં પિલાઈ ગઈ હૈ (મુહમ્મદ રફી) |
| ૭ | તુમ્હેં ઝિન્દગી કે ઉજાલે મુબારક અંધેરે હમેં આજ રાસ આ ગએ હૈં (મુકેશ) |
| ૮ | મેરી યાદ મેં તુમ ન આંસૂ બહાના ન જી કો જલાના મુઝે ભૂલ જાના (તલત મહમૂદ) |

## (૪)

## ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં

તર્ક-સંગત નામ : ૪ગ઼ાલગાં

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૨૦

મુખ્ય પદ્યભારની માત્રા : ૪, ૯, ૧૪, ૧૯.

છંદ-રચના : ગ઼ાલગાં સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

દેખ તૃષ્ણાઓ પગભર બની જાય ના;
ક્યાંક મૃગજળ મુકદ્દર બની જાય ના.
'શૂન્ય' ઇશ્વર થવાની મથામણ ન કર;
મોક્ષ મુશ્કેલ અવસર બની જાય ના.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-

દે ખ તૃષ્, ણા ઓ પગ, ભર બ ની, જા ય ના;
ક્યાં ક મૃગ, જળ મુ કદ્, દર બ ની, જા ય ના.
શૂન્ ય ઇશ્, વર થ વા, ની મ થા, મણ ન કર;
મો ક્ષ મુશ્, કે લ અવ, સર બ ની, જા ય ના.

## ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં

| | |
|---|---|
| ૧ | આપકો દેખ કર દેખતા રહ ગયા (જગજીત સિંઘ) |
| ૨ | બેબસી જુર્મ હૈ હૌસલા જુર્મ હૈ (જગજીત સિંઘ) |
| ૩ | ખુશ રહો હર ખુશી હૈ તુમ્હારે લિએ (મુકેશ) |
| ૪ | દિલ કી ધડકન પે ગા ઉમ્રભર મુસ્કુરા (તલત મહમૂદ) |
| ૫ | ઝિન્દગી મેં સદા મુસ્કુરાતે રહો (જગજીત સિંઘ) |
| ૬ | ખુશ રહે તૂ સદા યે દુઆ હૈ મેરી (મુહમ્મદ રફી) |
| ૭ | હર તરફ હર જગહ બેશુમાર આદમી (જગજીત સિંઘ અને લતા મંગેશ્કર) |

## (૫)

## ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા

તર્ક-સંગત નામ : ૪ગ઼ાલગાં-લગા

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૧૭

મુખ્ય પદ્યભારની માત્રા : ૪, ૯, ૧૪.

છંદ-રચના : ગ઼ાલગાં સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો અને લઘુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે. આ છંદમાં મુખ્ય પદ્યભારવાળા ગુરુઅક્ષરનો લોપ થયો છે.

ઉદાહરણ :-

શૂન્ય, મરીઝ, ગની અને ઘાયલના સમગ્ર સંગ્રહમાંથી આ છંદ 'ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા'ની એકપણ ગઝલ પ્રાપ્ત થઈ નથી પરંતુ આ છંદના બમણાં સ્વરૂપ 'ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા, ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા'ની એક ગઝલ પ્રાપ્ત થઈ છે કે જેનો મતલા અને મકતા પ્રસ્તુત છે.

ના કોઈ માર્ગદર્શક ન સાથી, વાટ પણ છે ઉપાધિ વિનાની;
ધન્ય છે મુજ મનસ્વી સફરને, ના રહી લપ કશી કાફલાની.
'શૂન્ય' દેદાર જો આયનામાં, તેં જ ખુદ શાન ખોઈ છે તારી;
પ્રેમ-ઘેલી જવાનીના મદમાં, ના કદી કોઈની વાત માની.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-
ના કો ઈ, માર્ ગ દર્, શક ન સા, થી, વા ટ પણ, છે ઉ પા, ધિ વિ ના, ની;
ધન્ ય છે, મુજ મ નસ્, વી સ ફર, ને, ના ર હી, લપ ક શી, કા ફ લા, ની.
શૂન્ ય દે, દા ર જો, આ ય ના, માં, તેં જ ખુદ, શા ન ખો, ઈ છે તા, રી;
પ્રે મ ઘે, લી જ વા, ની ના મદ, માં, ના ક દી, કો ઈ ની, વા ત મા, ની.

લઘુ-ગુરુ સમજ :-

'ઉપાધિ' શબ્દનું લગાત્મક સ્વરૂપ લગાલ થાય છે પરંતુ એ લગાગા સ્વરૂપે પણ પ્રયુક્ત થઈ શકે છે.

'કોઈ' શબ્દનું લગાત્મક સ્વરૂપ ગાગા થાય છે પરંતુ એ લલ, લગા અને ગાલ સ્વરૂપે પણ પ્રયુક્ત થઈ શકે છે. ઉપરોક્ત ઉદાહરણમાં 'કોઈ' શબ્દ લગા અને ગાલ એમ બે સ્વરૂપે પ્રયુક્ત થયેલો છે.

## ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા

| | |
|---|---|
| ૧ | કૈસા જાદૂ બલમ તૂને ડારા (ગીતા દત્ત) |
| ૨ | કોઈ સમઝેગા ક્યા રાઝ-એ-ગુલશન (જગજીત સિંઘ અને ચિત્રા સિંઘ) |
| ૩ | રાતભર કા હૈ મેહમાં અંધેરા (મુહમ્મદ રફી) |

(૬)

## ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં

તર્ક-સંગત નામ : ૮ગ઼ાલગાં

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૪૦

મુખ્ય પદ્યભારની માત્રા : ૪, ૯, ૧૪, ૧૯, ૨૪, ૨૯, ૩૪, ૩૯.

છંદ-રચના : ગ઼ાલગાં સંધિનાં આઠ આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

કાલ જેને નવાજ્યો હતો પથ્થરે લો ફરી એ જ દીવાનો આવી ગયો;
જખ્મ બદલે જે દુનિયાને ફૂલો ધરે લો ફરી એ જ દીવાનો આવી ગયો.
આંખડીમાં કરુણા હૃદયમાં ક્ષમા સ્મિત સંતોષનું અશ્રુ સમભાવનાં;
મૂંગી માનવતા જેની પ્રતીક્ષા કરે લો ફરી એ જ દીવાનો આવી ગયો.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-

કા લ જે, ને ન વા, જ્યો હ તો, પથ્ થ રે, લો ફ રી, એ જ દી, વા નો આ, વી ગ યો;
જખ્ મ બદ, લે જે દુનિ, યા ને ફૂ, લો ધ રે, લો ફ રી, એ જ દી, વા નો આ, વી ગ યો.
આં ખ ડી, માં ક રુ, ણા હૃ દય, માં ક્ષ મા, સ્મિ ત સં, તો ષ નું, અશ્ રુ સમ, ભા વ નાં;
મૂં ગી મા, નવ તા જે, ની પ્ર તી, ક્ષા ક રે, લો ફ રી, એ જ દી, વા નો આ, વી ગ યો.

## ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં

| | |
|---|---|
| ૧ | છોડ દે સારી દુનિયા કિસી કે લિએ યે મુનાસિબ નહીં આદમી કે લિએ (લતા મંગેશ્કર) |
| ૨ | શામ-એ-ગમ કી કસમ આજ ગમગીં હૈં હમ આ ભી જા આ ભી જા આજ મેરે સનમ (તલત મહમૂદ) |
| ૩ | તુઝકો દરિયાદિલી કી કસમ સાકિયા મુસ્તકિલ દૌર પર દૌર ચલતા રહે (જગજીત સિંઘ અને ચિત્રા સિંઘ) |
| ૪ | ચલ દિયે દેકે ગમ યે ન સોચા કિ હમ ઇસ જહાં મેં અકેલે કિધર જાએંગે (લતા મંગેશ્કર) |
| ૫ | આપ યૂં હી અગર હમસે મિલતે રહે દેખિએ એક દિન પ્યાર હો જાએગા (મુહમ્મદ રફી અને આશા ભોંસલે) |

| | |
|---|---|
| ૬ | ઝિન્દગી કા સફર હૈ યે કૈસા સફર કોઈ સમઝા નહીં કોઈ જાના નહીં (કિશોરકુમાર) |
| ૭ | આજ હૈ પ્યાર કા ફૈસલા ઐ સનમ આજ મેરા મુકદ્દર બદલ જાએગા (લતા મંગેશ્કર) |
| ૮ | જાનેવાલોં ઝરા મુડ કે દેખો મુઝે એક ઇન્સાન હૂં મૈં તુમ્હારી તરહ (મુહમ્મદ રફી) |
| ૯ | ચાંદની રાત મેં ચાંદ કે સામને રુખ સે પરદા હટાના ગઝબ હો ગયા (પંકજ ઉધાસ) |

## (૭)

## લગાંલગા લગાંલગા લગાંલગા લગાંલગા

તર્ક-સંગત નામ : ૪લગાંલગા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૨૪

મુખ્ય પદ્યભારની માત્રા : ૨, ૮, ૧૪, ૨૦.

છંદ-રચના : લગાંલગા સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-
કદી ખુશી બની ગઈ કદીક ગમ બની ગઈ;
અદીઠ દ્રષ્ટિ આખરે જીવનનો ક્રમ બની ગઈ.
પ્રસન્નચિત હતું ચમન પરંતુ આજ 'ઘાયલે';
જો આંખ ફેરવી લીધી ખુશીય ગમ બની ગઈ.
(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

ગણવિભાજન :-
ક દી ખુ શી, બ ની ગ ઈ, ક દી ક ગમ, બ ની ગ ઈ;
અ દી ઠ દ્રષ્, ટિ આ ખ રે, જી વન નો ક્રમ, બ ની ગ ઈ.
પ્ર સન્ ન ચિત, હ તું ચ મન, પ રં તુ આ, જ ઘા ય લે;
જો આં ખ ફે, ર વી લી ધી, ખુ શી ય ગમ, બ ની ગ ઈ.

## લગાંલગા લગાંલગા લગાંલગા લગાંલગા

| | |
|---|---|
| ૧ | ફઝાં ભી હૈ જવાં જવાં હવા ભી હૈ રવાં રવાં (સલમા આગા) |
| ૨ | યે તેરા ઘર યે મેરા ઘર કિસીકો દેખના હો ગર (જગજીત સિંઘ અને ચિત્રા સિંઘ) |
| ૩ | જવાં હૈ રાત સાકિયા શરાબ લા શરાબ લા (જગજીત સિંઘ) |
| ૪ | અભી ન જાઓ છોડ કર કિ દિલ અભી ભરા નહીં (મુહમ્મદ રફી અને આશા ભોંસલે) |

| | |
|---|---|
| ૫ | વો શામ કુછ અજીબ થી યે શામ ભી અજીબ હૈ (કિશોરકુમાર) |
| ૬ | યે ક્યા જગહ હૈ દોસતોં યે કૌન-સા દયાર હૈ (આશા ભોંસલે) |
| ૭ | ચરાગ-ઓ-આફતાબ ગુમ બડી હસીન રાત થી (જગજીત સિંઘ) |

## (૮)

## ગાંલગા લગાંલગા ગાંલગા લગાંલગા

તર્ક-સંગત નામ : ૨(-લ+૨લગાંલગા)

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૨૨

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૭, ૧૨, ૧૮.

છંદ-રચના : લગાંલગા સંધિનાં બે આવર્તનોનો પ્રયોગ કરી પહેલા આવર્તનના પહેલા લઘુઅક્ષરનો લોપ કરવાથી મળતા સ્વરૂપના (ગાંલગા લગાંલગા) બે આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ : -

વાત સાંભળી અને છક પુરાણી થઈ ગયા;
પથ્થરોય આજ તો પાણીપાણી થઈ ગયા.
એમનીય દ્રષ્ટિને ચેન ક્યાંય પણ નથી;
બોલો ન્યાલ એય શું અમને નાણી થઈ ગયા.
(ગઝલકાર : અમૃત ‘ઘાયલ’)

ગણવિભાજન :-

વા ત સાં, ભ ળી અ ને, છક પુ રા, ણી થઈ ગ યા;
પથ્ થ રો, ય આ જ તો, પા ણી પા, ણી થઈ ગ યા.
એ મ ની, ય દ્રષ્ ટિ ને, ચે ન ક્યાં, ય પણ ન થી;
બો લો ન્યા, લ એ ય શું, અમ ને ના, ણી થઈ ગ યા.

લઘુ-ગુરુ સમજ :-

'થઈ' શબ્દનું લગાત્મક સ્વરૂપ લગા થાય છે પરંતુ અહીં ગા સ્વરૂપે પ્રયુક્ત થયો છે. થઈ, ગઈ, લઈ, જઈ, કઈ, કંઈ જેવા શબ્દો લગા સ્વરૂપના હોવા છતાં લલ અને ગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

## ગાંલગ઼ા લગાંલગ઼ા ગાંલગ઼ા લગાંલગ઼ા

| | |
|---|---|
| ૧ | ફાસિલા તો હૈ મગર કોઈ ફાસિલા નહીં (જગજીત સિંઘ અને ચિત્રા સિંઘ) |
| ૨ | ઝૂમતી ચલી હવા યાદ આ ગયા કોઈ (મુકેશ) |

## (૯)

## ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં

તર્ક-સંગત નામ : -લલ+૪લલ઼ગાગાં

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૨૨

મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૯, ૧૫, ૨૧.

છંદ-રચના : લલ઼ગાગાં સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી પહેલા આવર્તનના પહેલા બંને લઘુઅક્ષરોનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે. આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.

ગાગાલ લગાગાલ લગાગાલ લગાગા

ઉદાહરણ : -

એવો કોઈ દિલદાર જગતમાં નજર આવે;
આપી દે મદદ કિંતુ ન લાચાર બનાવે.
હમદર્દ બની જાય જરા સાથમાં આવે;
આ શું કે બધા દૂરથી રસ્તા જ બતાવે.
(ગઝલકાર : 'મરીઝ')

ગણવિભાજન :-

એ વો, કો ઈ દિલ દા, ર જ ગત માં, ન જ રા વે;
આ પી, દે મ દદ કિં, તુ ન લા ચા, ર બ ના વે.
હમ દર્, દ બ ની જા, ય જ રા સા, થ માં આ વે;
આ શું, કે બ ધા દૂ, ર થી રસ્ તા, જ બ તા વે.

લઘુ-ગુરૂ સમજ :-

'નજર આવે'નું લગાત્મક સ્વરૂપ લગાગાગા હોવા છતાં નજર+આવે=નજરાવે કરીને લલગાગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

## ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં

| | |
|---|---|
| ૧ | બીતે હુએ લમ્હોં કી કસક સાથ તો હોગી (મહેન્દ્ર કપૂર) |
| ૨ | બરબાદ-એ-મુહબ્બત કી દુઆ સાથ લિયે જા (મુહમ્મદ રફી) |
| ૩ | બેકસ પે કરમ કીજિએ સરકાર-એ-મદીના (લતા મંગેશ્કર) |
| ૪ | મૌસમ કો ઇશારોં સે બુલા ક્યૂં નહીં લેતે (જગજીત સિંઘ) |
| ૫ | યે ઝુલ્ફ અગર ખુલકે બિખર જાએં તો અચ્છા (મુહમ્મદ રફી) |
| ૬ | આજા મેરી બરબાદ મુહબ્બત કે સહારે (નૂરજહાં) |
| ૭ | બદનામ ન હો જાએ મુહબ્બત કા ફસાના (સુરિન્દર કૌર) |
| ૮ | તદબીર સે બિગડી હુઈ તકદીર બના લે (ગીતા દત્ત) |
| ૯ | ભૂલી હુઈ યાદોં મુઝે ઇતના ન સતાઓ (મુકેશ) |
| ૧૦ | સુન લી જો ખુદા ને વો દુઆ તુમ તો નહીં હો (જગજીત સિંઘ) |
| ૧૧ | જિસ દિન સે ચલા હૂં કભી મુડ કર નહીં દેખા (જગજીત સિંઘ) |
| ૧૨ | દુશ્મન કો ભી સીને સે લગાના નહીં ભૂલે (જગજીત સિંઘ) |

(૧૦)

## લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગાગાં

તર્ક-સંગત નામ : ૪લગ઼ાગાગાં

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૨૮

મુખ્ય પદ્યભારની માત્રા : ૬, ૧૩, ૨૦, ૨૭.

છંદ-રચના : લગ઼ાગાગાં સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-
ગઝલ રૂપે જીવનની દર્દબાની લઈને આવ્યો છું;
બધા સમજી શકે એવી કહાની લઈને આવ્યો છું.
નજરમાં ખારની ખટકી રહ્યો છું ખારની પેઠે;
ગુનો બસ એ જ ફૂલોની જવાની લઈને આવ્યો છું.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-
ગ ઝલ રૂ પે, જી વન ની દર્, દ બા ની લઈ, ને આ વ્યો છું;
બ ધા સમ જી, શ કે એ વી, ક હા ની લઈ, ને આ વ્યો છું.
ન જર માં ખા, ર ની ખટ કી, ર હ્યો છું ખા, ર ની પે ઠે;
ગુ નો બસ એ, જ ફૂ લો ની, જ વા ની લઈ, ને આ વ્યો છું.

## લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગાગાં

| | |
|---|---|
| ૧ | તેરી દુનિયા મેં જીને સે તો બેહતર હૈ કિ મર જાએં (હેમંતકુમાર) |
| ૨ | રુલા કર ચલ દિયે ઇક દિન હંસી બન કર જો આએ થે (હેમંતકુમાર) |
| ૩ | સુહાની ચાંદની રાતેં હમેં સોને નહીં દેતી (મુકેશ) |
| ૪ | ભરી દુનિયા મેં આખિર દિલ કો સમઝાને કહાં જાએં (મુહમ્મદ રફી) |
| ૫ | ચમન મેં રહકે વીરાના મેરા દિલ હોતા જાતા હૈ (શમશાદ બેગમ) |
| ૬ | સજન રે ઝૂટ મત બોલો ખુદા કે પાસ જાના હૈ (મુકેશ) |
| ૭ | બહાએ ચાંદ ને આંસૂ ઝમાના ચાંદની સમઝા (હેમંતકુમાર) |
| ૮ | નયી મંઝિલ નયી રાહેં નયા હૈ મેહરબાં અપના (હેમંતકુમાર અને લતા મંગેશ્કર) |
| ૯ | કભી હૈ ગમ કભી ખુશિયાં યહી તો ઝિન્દગાની હૈ (તલત મહમૂદ) |

| | |
|---|---|
| ૧૦ | કિસી સૂરત લગી દિલ કી બહલ જાએ તો અચ્છા હો (તલત મહમૂદ) |
| ૧૧ | મુહબ્બત મેં કશિશ હોગી તો ઇક દિન ઉનકો પા લેંગે (તલત મહમૂદ) |
| ૧૨ | મુહબ્બત હી ન જો સમઝે વો ઝાલિમ પ્યાર ક્યા જાને (તલત મહમૂદ) |
| ૧૩ | સુનાઉં કિસ કો અફસાના ન અપના હૈ ન બેગાના (તલત મહમૂદ) |
| ૧૪ | ખિલૌના જાન કર તુમ તો મેરા દિલ તોડ જાતે હો (મુહમ્મદ રફી) |
| ૧૫ | મુહબ્બત ઝિંદા રહતી હૈ મુહબ્બત મર નહીં સકતી (મુહમ્મદ રફી) |
| ૧૬ | ખુદા ભી આસમાં સે જબ ઝમીં પર દેખતા હોગા (મુહમ્મદ રફી) |
| ૧૭ | ન ઝટકો ઝુલ્ફ સે પાની યે મોતી ફૂટ જાએંગે (મુહમ્મદ રફી) |
| ૧૮ | મુઝે તેરી મુહબ્બત કા સહારા મિલ ગયા હોતા (મુહમ્મદ રફી અને લતા મંગેશ્કર) |
| ૧૯ | જિન્હેં હમ ભૂલના ચાહેં વો અકસર યાદ આતે હૈં (મુકેશ) |
| ૨૦ | ખયાલોં મેં કિસી કે ઇસ તરહ આયા નહીં કરતે (મુકેશ અને ગીતા દત્ત) |
| ૨૧ | મુહબ્બત કરનેવાલોં કા યહી અંજામ હોતા હૈ (શમશાદ બેગમ) |
| ૨૨ | જો હમને દાસતાં અપની સુનાઈ આપ ક્યૂં રોએ (લતા મંગેશ્કર) |
| ૨૩ | બહારોં ફૂલ બરસાઓ મેરા મેહબૂબ આયા હૈ (મુહમ્મદ રફી) |
| ૨૪ | અગર મુઝસે મુહબ્બત હૈ મુઝે સબ અપને ગમ દે દો (લતા મંગેશ્કર) |

**(૧૧)**

## લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગા

તર્ક-સંગત નામ : ૩લગ઼ાગાગાં-ગા

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૧૯

મુખ્ય પદ્યભારની માત્રા : ૬, ૧૩.

છંદ-રચના : લગ઼ાગાગાં સંધિનાં ત્રણ આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે. આ છંદમાં મુખ્ય પદ્યભારવાળા ગુરુઅક્ષરનો લોપ થયો છે.

ઉદાહરણ :-
ન આવી હદ સિતમગરના દમનની;
વટાવી હું ગયો સીમા સહનની.
ધસી આવી હૃદય પર ઊર્મિઓ જ્યાં;
'ગની' મેં ઓથ લઈ લીધી કવનની.
(ગઝલકાર : 'ગની' દહીંવાળા)

ગણવિભાજન :-
ન આ વી હદ, સિ તમ ગર ના, દ મન ની;
વ ટા વી હું, ગ યો સી મા, સ હન ની.
ધ સી આ વી, હૃ દય પર ઊર્, મિ ઓ જ્યાં;
ગ ની મેં ઓ, થ લઈ લી ધી, ક વન ની.

## લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગા

| | |
|---|---|
| ૧ | કહીં ઐસા ન હો દામન જલા લો (જગજીત સિંઘ) |
| ૨ | ઉધર સે તુમ ચલે ઔર હમ ઇધર સે (મુહમ્મદ રફી અને લતા મંગેશ્કર) |
| ૩ | સબક જિસકો વફ઼ા કા યાદ હોગા (પંકજ ઉધાસ) |
| ૪ | તેરે બારે મેં જબ સોચા નહીં થા (જગજીત સિંઘ) |

## (૧૨)

## ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા

તર્ક-સંગત નામ : ૪ગાંલગ઼ાગા-ગા
પ્રકાર : શુદ્ધ-ખંડિત
કુલ માત્રા : ૨૬
મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૮, ૧૫, ૨૨.
છંદ-રચના : ગાંલગ઼ાગા સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-
હેમ સો ટચનું હશે પણ યોગ્ય એ ઠરશે નહીં;
જ્યાં લગી ખુદ પથ્થરોથી પાર ઊતરશે નહીં.
માત્ર ઉલ્કાને જ એ ભીતિ રહે છે રાતદિન;
જે હકીકતમાં સિતારા છે કદી ખરશે નહીં.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-
હે મ સો ટચ, નું હ શે પણ, યો ગ્ય એ ઠર, શે ન હીં;
જ્યાં લ ગી ખુદ, પથ્ થ રો થી, પા ર ઊ તર, શે ન હીં.
માત્ ર ઉલ્ કા, ને જ એ ભી, તિ ર હે છે, રા ત દિન;
જે હ કી કત, માં સિ તા રા, છે ક દી ખર, શે ન હીં.

## ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા

| | |
|---|---|
| ૧ | હોશવાલોં કો ખબર ક્યા બેખુદી ક્યા ચીઝ હૈ (જગજીત સિંઘ) |
| ૨ | દેખ લી તેરી ખુદાઈ બસ મેરા દિલ ભર ગયા (તલત મહમૂદ) |
| ૩ | હૈ યે દુનિયા કૌન-સી ઐ દિલ તુઝે ક્યા હો ગયા (ગીતા દત્ત તથા હેમંતકુમાર) |
| ૪ | તૂ નહીં તો ઝિન્દગી મેં ઔર ક્યા રહ જાએગા (ચિત્રા સિંઘ) |
| ૫ | તુમ ગગન કે ચન્દ્રમા હો મૈં ધરા કી ધૂલ હૂં (મન્ના ડે અને લતા મંગેશ્કર) |
| ૬ | ઐ ખુદા હર ફૈસલા તેરા મુઝે મંઝૂર હૈ (કિશોરકુમાર) |
| ૭ | આજ તુમસે દૂર હો કર ઐસે રોયા મેરા પ્યાર (મુકેશ) |
| ૮ | અપની આઝાદી કો હમ હરગિઝ મિટા સકતે નહીં (મુહમ્મદ રફી) |
| ૯ | એક મૈં હૂં એક મેરી બેકસી કી શામ હૈ (તલત મહમૂદ) |
| ૧૦ | ઐ ગમ-એ-દિલ ક્યા કરૂં ઐ વહશત-એ-દિલ ક્યા કરૂં (તલત મહમૂદ) |
| ૧૧ | યે મેરા દીવાનાપન હૈ યા મુહબ્બત કા સુરૂર (મુકેશ) |
| ૧૨ | જિતની લિખ્ખી થી મુકદ્દર મેં હમ ઉતની પી ચુકે (મુહમ્મદ રફી) |
| ૧૩ | ઐ મુહબ્બત ઉનસે મિલને કા બહાના બન ગયા (મુહમ્મદ રફી અને લતા મંગેશ્કર) |
| ૧૪ | ચાર દિન કી ચાંદની થી ફિર અંધેરી રાત હૈ (સુરૈયા) |
| ૧૫ | ચુપકે-ચુપકે રાત-દિન આંસૂ બહાના યાદ હૈ (ગુલામ અલી) |

(૧૩)

## ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા

તર્ક-સંગત નામ : ૩ગાંલગ઼ાગા-ગા

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૧૯

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૮, ૧૫.

છંદ-રચના : ગાંલગ઼ાગા સંધિનાં ત્રણ આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

દુઃખને દુઃખ મારું હૃદય ગણશે નહીં;
આપની એ ભેટ અવગણશે નહીં.
પ્રેમ જ્યારે શીખવી દેશે સહન;
દર્દના નખ જખ્મને ખણશે નહીં.
(ગઝલકાર : 'ગની' દહીંવાળા)

ગણવિભાજન :-

દુઃખ ને દુઃખ મા, રું હૃ દય ગણ, શે ન હીં;
આ પ ની એ, ભે ટ અવ ગણ, શે ન હીં.
પ્રે મ જ્યા રે, શી ખ વી દે, શે સ હન;
દર્ દ ના નખ, જખ્ મ ને ખણ, શે ન હીં.

## ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા

| | |
|---|---|
| ૧ | દિલ કે અરમાં આંસૂઓં મેં બહ ગએ (સલમા આગા) |
| ૨ | કૈસે કૈસે હાદસે સહતે રહે (જગજીત સિંઘ) |
| ૩ | આપકે પહલૂ મેં આ કર રો દિયે (મુહમ્મદ રફી) |
| ૪ | વો રુલા કર હંસ ન પાયા દેર તક (જગજીત સિંઘ) |
| ૫ | કોઈ સાગર દિલ કો બહલાતા નહીં (મુહમ્મદ રફી) |

## (૧૪)

## ગાંલગ઼ાગા ગાંલગ઼ા ગાંલગ઼ાગા ગાંલગ઼ા

તર્ક-સંગત નામ : ૨(૨ગાંલગ઼ાગા-ગા)

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૨૪

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૮, ૧૩, ૨૦.

છંદ-રચના : ગાંલગ઼ાગા સંધિનાં બે આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી મળતા સ્વરૂપના (ગાંલગ઼ાગા ગાંલગ઼ા) બે આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

શૂન્ય, મરીઝ, ગની અને ઘાયલના સમગ્ર સંગ્રહમાંથી આ છંદ 'ગાંલગ઼ાગા ગાંલગ઼ા ગાંલગ઼ાગા ગાંલગ઼ા'ની એકપણ ગઝલ પ્રાપ્ત થઈ નથી પરંતુ આ છંદના અડધા સ્વરૂપ 'ગાંલગ઼ાગા ગાંલગ઼ા'ની એક ગઝલ પ્રાપ્ત થઈ છે કે જેનો મતલા અને એક શેર પ્રસ્તુત છે.

વાયરો શોધે સગડ;
ચાલ હે પત્થર ગબડ.
હું ય ઝંઝાવાત છું;
વાયરા રસ્તો પકડ.
(ગઝલકાર : 'ગની' દહીંવાળા)

ગણવિભાજન :-

વા ય રો શો,  ધે સ ગડ;
ચા લ હે પત્,  થર ગ બડ.
હું ય ઝં ઝા,  વા ત છું;
વા ય રા રસ્,  તો પ કડ.

## ગાંલગ઼ાગા ગાંલગ઼ા ગાંલગ઼ાગા ગાંલગ઼ા

| | |
|---|---|
| ૧ | ખો ગયા જાને કહાં આરઝૂઓં કા જહાં (હેમંતકુમાર) |
| ૨ | યાદ જબ આએ તેરી અપની ગુઝરી ઝિન્દગી (તલત મહમૂદ) |

(૧૫)

## ગાગાંલગા ગાગાંલગા ગાગાંલગા ગાગાંલગા

તર્ક-સંગત નામ : ૪ગાગાંલગા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૨૮

મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૧૦, ૧૭, ૨૪.

છંદ-રચના : ગાગાંલગા સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

ઇન્સાનને ઇન્સાનથી બજવી રહી આ જિંદગી;
ઈન્સાનિયતને આજ શી લજવી રહી આ જિંદગી.
પળમાં સિતમ પળમાં ગજબ પળમાં પ્રલય પળમાં કલહ;
પૂછો નહીં કે પાઠ શા ભજવી રહી આ જિંદગી.
(ગઝલકાર : અમૃત ‘ઘાયલ’)

ગણવિભાજન :-

ઇન્ સા ન ને, ઇન્ સા ન થી, બજ વી ર હી, આ જિં દ ગી;
ઇન્ સા નિ યત, ને આ જ શી, લજ વી ર હી, આ જિં દ ગી.
પળ માં સિ તમ, પળ માં ગ જબ, પળ માં પ્ર લય, પળ માં ક લહ;
પૂ છો ન હીં, કે પા ઠ શા, ભજ વી ર હી, આ જિં દ ગી.

## ગાગાંલગા ગાગાંલગા ગાગાંલગા ગાગાંલગા

| | |
|---|---|
| ૧ | ઐ દિલ મુઝે ઐસી જગહ લે ચલ જહાં કોઈ ન હો (તલત મહમૂદ) |
| ૨ | કલ ચૌદવીં કી રાત થી શબ ભર રહા ચર્ચા તેરા (જગજીત સિંઘ – ગુલામ અલી) |
| ૩ | ઐ હુસ્ન-એ-બેપરવાહ તુઝે શબનમ કહૂં શોલા કહૂં (ગુલામ અલી) |
| ૪ | સોચા નહીં અચ્છા-બુરા દેખા-સુના કુછ ભી નહીં (જગજીત સિંઘ અને ચિત્રા સિંઘ) |

## (૧૬)

## લલગાંલગ઼ા લલગાંલગ઼ા લલગાંલગ઼ા લલગાંલગ઼ા

તર્ક-સંગત નામ : ૪લલગાંલગ઼ા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૨૮

મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૧૦, ૧૭, ૨૪.

છંદ-રચના : લલગાંલગ઼ા સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

ન ધરા સુધી ન ગગન સુધી નહીં ઉન્નતિ ન પતન સુધી;
અહીં આપણે તો જવું હતું ફકત એકમેકના મન સુધી.
છે અજબ પ્રકારની જિંદગી કહો એને પ્યારની જિંદગી;
ન રહી શકાય જીવ્યા વિના ન ટકી શકાય જીવન સુધી.
(ગઝલકાર : 'ગની' દહીંવાળા)

ગણવિભાજન :-

ન ધ રા સુ ધી, ન ગ ગન સુ ધી, ન હીં ઉન્ ન તિ, ન પ તન સુ ધી;
અ હીં આ પ ણે, તો જ વું હ તું, ફ ક તે ક મે, ક ના મન સુ ધી.
છે અ જબ પ્ર કા, ર ની જિં દ ગી, ક હો એ ને પ્યા, ર ની જિં દ ગી;
ન ર હી શ કા, ય જી વ્યા વિ ના, ન ટ કી શ કા, ય જી વન સુ ધી.

લઘુ-ગુરુ સમજ:-

આ છંદમાં બે લઘુઅક્ષરો એકસાથે પ્રયુક્ત થયા છે. જે છંદમાં બે લઘુઅક્ષરો એકસાથે પ્રયુક્ત થતા હોય એવા છંદની ગઝલોના અભ્યાસ પરથી લઘુ-ગુરુ અક્ષરોની ગણતરીમાં લેવાતી છૂટ વિશેની સમજણ સારી રીતે કેળવી શકાય છે. ખાસ કરીને ગુરુઅક્ષરને જરૂર મુજબ લઘુઅક્ષર ગણવાની છૂટ વિશેની સમજણ સારી રીતે કેળવી શકાય છે.

નહીં, અહીં, કહો, અને, અમે, તમે વગેરે શબ્દો લગા સ્વરૂપના હોવા છતાં લલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

એનાં, એની, એનું, તેનાં, તેની, તેનું, મારો, તારો, મારી, તારી, મારું, તારું વગેરે શબ્દો ગાગા સ્વરૂપના હોવા છતાં લગા, ગાલ અને લલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

## લલગાંલગ઼ા લલગાંલગ઼ા લલગાંલગ઼ા લલગાંલગ઼ા

| | |
|---|---|
| ૧ | મુઝે દર્દ-એ-દિલ કા પતા ન થા મુઝે આપ કિસ લિએ મિલ ગએ (મુહમ્મદ રફી) |
| ૨ | વો નહીં મિલા તો મલાલ ક્યા જો ગુઝર ગયા સો ગુઝર ગયા (જગજીત સિંઘ) |
| ૩ | મૈં ખયાલ હૂં કિસી ઔર કા મુઝે સોચતા કોઈ ઔર હૈ (મેંહદી હસન – જગજીત સિંઘ - ઉદય શાહ) |
| ૪ | કભી યૂં ભી આ મેરી આંખ મેં કિ મેરી નઝર કો ખબર ન હો (જગજીત સિંઘ - ઉદય શાહ) |
| ૫ | યે હવા યે રાત યે ચાંદની તેરી ઇક અદા પે નિસાર હૈ (તલત મહમૂદ) |
| ૬ | હૈ ઇસી મેં પ્યાર કી આબરૂ વો જફ઼ા કરેં મૈં વફ઼ા કરૂં (લતા મંગેશ્કર) |
| ૭ | મૈં તેરી નઝર કા સુરૂર હૂં તુઝે યાદ હો કિ ન યાદ હો (તલત મહમૂદ) |
| ૮ | તુઝે ક્યા સુનાઉં મૈં દિલરુબા તેરે સામને મેરા હાલ હૈ (મુહમ્મદ રફી) |
| ૯ | મુઝે તુમસે કુછ ભી ન ચાહિએ મુઝે મેરે હાલ પે છોડ દો (મુકેશ) |
| ૧૦ | મુઝે રાત-દિન યે ખયાલ હૈ વો નઝર સે મુઝકો ગિરા ન દે (મુકેશ) |

### (૧૭)

## લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા

તર્ક-સંગત નામ : ૪લંગાલગ઼ાગા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૩૨

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૯, ૧૭, ૨૫.

છંદ-રચના : લંગાલગ઼ાગા સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.

લગાલ ગાગા લગાલ ગાગા લગાલ ગાગા લગાલ ગાગા

ઉદાહરણ :-

મજા ખરી એ મિલન તણી છે કંઈક એવું બને મિલનમાં;
સવાલ ઊઠે હૃદય હૃદયમાં જવાબ આવે નયન નયનમાં.
વિદાય વેળા કોઈની 'ઘાયલ' વિદાય જે ના દઈ શક્યા'તાં;
હવે એ અશ્રુ રહી રહીને મને રડાવ્યા કરે છે મનમાં.
(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

ગણવિભાજન :-
મ જા ખ રી એ, મિ લન ત ણી છે, કં ઈ ક એ વું, બ ને મિ લન માં;
સ વા લ ઊ ઠે, હૃ દય હૃ દય માં, જ વા બ આ વે, ન યન ન યન માં.
વિ દા ય વે ળા, કો ઈ ની ઘા યલ, વિ દા ય જે ના, દ ઈ શ ક્યા તાં;
હ વે એ અશ્ રુ, ર હી ર હી ને, મ ને ર ડા વ્યા, ક રે છે મન માં.

## લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા

| | |
|---|---|
| ૧ | નસીબ મેં જિસકે જો લિખા થા વો તેરી મેહફિલ મેં કામ આયા (મુહમ્મદ રફી) |
| ૨ | હઝાર બાતેં કહે ઝમાના મેરી વફા પે યકીન રખના (લતા મંગેશ્કર) |
| ૩ | છુપા લો યૂં દિલ મેં પ્યાર મેરા કિ જૈસે મંદિર મેં લૌ દિયે કી (હેમંતકુમાર અને લતા મંગેશ્કર) |
| ૪ | મેરી મુહબ્બત જવાં રહેગી સદા રહી હૈ સદા રહેગી (મુહમ્મદ રફી) |
| ૫ | નઝર મેં બિજલીઅદા મેં શોલે જનાબ-એ-આલી મૈં સદકે જાવાં (મુહમ્મદ રફી) |
| ૬ | અભી વો કમસિન ઉભર રહા હૈ અભી હૈ ઉસ પર શબાબ આધા (જગજીત સિંઘ) |

છંદ ક્રમાંક ૧૮ થી ૨૨ માં ગાંગાગ઼ાગા અથવા ગાગાંગાગ઼ા સંધિ જ પ્રયુક્ત થઈ છે એટલે કે ફક્ત ગુરુઅક્ષરોનો જ પ્રયોગ થયો છે. આ પ્રકારના છંદોમાં સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે. ખાસ કરીને એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કે જેમાં પહેલા લઘુઅક્ષર પર એક શબ્દ પૂરો થતો હોય અને બીજા લઘુઅક્ષરથી નવો શબ્દ શરુ થતો હોય એ રીતના પ્રયોગની છૂટ, ફક્ત ગુરુઅક્ષરોના પ્રયોગવાળા છંદોમાં જ કરી શકાય છે.

ગણવિભાજનમાં જે ગુરુઅક્ષરના સ્થાન પર બે સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ થયો હોય ત્યાં એ બે લઘુઅક્ષરો વચ્ચે પણ ખાલી જગ્યાનો પ્રયોગ કર્યો છે.

## (૧૮)

## ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા

તર્ક-સંગત નામ : ૪ગાંગાગ઼ાગા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૩૨

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૯, ૧૭, ૨૫.

છંદ-રચના : ગાંગાગ઼ાગા સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-
સાત સમંદર તરવા ચાલી જ્યારે કોઈ નાવ અકેલી;
ઝંઝા બોલી ખમ્મા ખમ્મા હિંમત બોલી અલ્લા બેલી.
કોનો સાથ જીવનમાં સારો 'શૂન્ય' તમે પોતે જ વિચારો;
મહેનત પાછળ બબ્બે બાહુ કિસ્મત પાછળ માત્ર હથેલી.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-
સા ત સ મં દર, તર વા ચા લી, જ્યા રે કો ઈ, ના વ અ કે લી;
ઝં ઝા બો લી, ખમ્ મા ખમ્ મા, હિં મત બો લી, અલ્ લા બે લી.
કો નો સા થ જી, વન માં સા રો, શૂન્ ય ત મે પો, તે જ વિ ચા રો;
મ્હે નત પા છળ, બબ્ બે બા હુ, કિસ્ મત પા છળ, માત્ ર હ થે લી.

ઉપરોક્ત ઉદાહરણમાં ગાંગાગ઼ાગા સંધિના વિકલ્પ રૂપે ગાંલલગ઼ાગા અને ગાંગાગ઼ાલલ સંધિ પણ પ્રયુક્ત થઈ છે.

### અથવા

## ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા

તર્ક-સંગત નામ : ૪ગાગાંગાગ઼ા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૩૨

મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૧૧, ૧૯, ૨૭.

છંદ-રચના : ગાગાંગાગ઼ા સંધિનાં ચાર આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-
એક સૂકા વૃક્ષ સમો છું પણ ધરતીને લીલીછમ રાખું છું;
વેરી હો ભલે સંજોગ-પવન હું ડાળને અણનમ રાખું છું.
કૃષિકાર જગે કહેવાઉં છું દુર્ગંધ છે મારા વસ્ત્રોમાં;
પણ શ્રમથી ઘસાતાં હાડમહીં ચંદનની ફોરમ રાખું છું.
(ગઝલકાર : 'ગની' દહીંવાળા)

ગણવિભાજન :-
એક સૂ કા વૃક્, શ સ મો છું પણ, ધર તી ને લી લી, છમ રા ખું છું;
વે રી હો ભ લે, સં જો ગ પ વન, હું ડા ળ ને અણ, નમ રા ખું છું.
કૃ ષિ કા ર જ ગે, ક્હે વા ઉં છું, દુર્ ગં ધ છે મા, રા વસ્ ત્રો માં;
પણ શ્રમ થી ઘ સા, તાં હા ડ મ હીં, ચં દન ની ફો, રમ રા ખું છું.

ઉપરોક્ત ઉદાહરણમાં ગાગાંગાગ઼ા સંધિના વિકલ્પ રૂપે લલગાંગાગ઼ા, ગાગાંલલગ઼ા અને લલગાંલલગ઼ા સંધિ પણ પ્રયુક્ત થઈ છે.

૧૬ ગુરુઅક્ષરવાળા ઉપરોક્ત છંદમાં બીજો પ્રકાર જ વધુ પ્રચલિત છે. આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.
ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા

## ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા

| | |
|---|---|
| ૧ | જિસ દિલ મેં બસા થા પ્યાર તેરા ઉસ દિલ કો કભી કા તોડ દિયા (મુકેશ તથા લતા મંગેશ્કર) |
| ૨ | મૈં પલ દો પલ કા શાયર હૂં પલ દો પલ મેરી કહાની હૈ (મુકેશ) |
| ૩ | હમ તુઝસે મુહબ્બત કરકે સનમ રોતે ભી રહે હંસતે ભી રહે (મુકેશ) |
| ૪ | છૂ લેને દો નાઝુક હોટોં કો કુછ ઔર નહીં હૈ જામ હૈ યે (મુહમ્મદ રફી) |
| ૫ | બાબુલ કી દુઆએં લેતી જા જા તુઝકો સુખી સંસાર મિલે (મુહમ્મદ રફી) |
| ૬ | દિલ લૂટનેવાલે જાદૂગર અબ મૈંને તુઝે પહચાના હૈ (મુકેશ અને લતા મંગેશ્કર) |
| ૭ | યા દિલ કી સુનો દુનિયાવાલોં યા મુઝકો અભી ચુપ રહને દો (હેમંતકુમાર) |
| ૮ | વો પાસ રહે યા દૂર રહે નઝરોં મેં સમાએ રહતે હૈં (સુરૈયા) |
| ૯ | ચંદન-સા બદન ચંચલ ચિતવન ધીરે સે તેરા યે મુસ્કાના (મુકેશ) |
| ૧૦ | હમ છોડ ચલે હૈં મેહફિલ કો યાદ આએ કભી તો મત રોના (મુકેશ) |

| | |
|---|---|
| ૧૧ | આ જાઓ તડપતે હૈં અરમાં અબ રાત ગુઝરનેવાલી હૈ (લતા મંગેશ્કર) |
| ૧૨ | જીવન સે ભરી તેરી આંખેં મજબૂર કરેં જીને કે લિએ (કિશોરકુમાર) |
| ૧૩ | સપનોં કી સુહાની દુનિયા કો આંખોં મેં બસાના મુશ્કિલ હૈ (તલત મહમૂદ) |
| ૧૪ | ગૈરોં પે કરમ અપનોં પે સિતમ ઐ જાન-એ-વફા યે ઝુલ્મ ન કર (લતા મંગેશ્કર) |
| ૧૫ | યે દિલ હૈ મુહબ્બત કા પ્યાસા ઇસ દિલ કા તડપના ક્યા કહિએ (મુકેશ) |

## (૧૯)

## ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા

તર્ક-સંગત નામ : ૪ગાંગાગ઼ાગા-ગા

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : 30

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૯, ૧૭, ૨૫.

છંદ-રચના : ગાંગાગ઼ાગા સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે. આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.

ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગા

ઉદાહરણ :-

ગોખથી હેઠે ઊતરો પ્યારા ત્યાં તો પથ્થર લાગો છો;
માનવ રૂપ ધરો છો ત્યારે સાચા ઇશ્વર લાગો છો.
નૌકાને જે પાર ઉતારે એવું ઊંડું પાણી ક્યાં;
કહેવાને તો હમણાં કહી દઉં આપ સમંદર લાગો છો.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-

ગો ખ થી હે ઠે, ઊત રો પ્યા રા, ત્યાં તો પથ્ થર, લા ગો છો;
મા નવ રૂ પ ધ, રો છો ત્યા રે, સા ચા ઇશ્ વર, લા ગો છો.
નૌ કા ને જે, પા ર ઉ તા રે, એ વું ઊં ડું, પા ણી ક્યાં;
ક્હે વા ને તો, હમ ણાં કહી દઉં, આ પ સ મં દર, લા ગો છો.

ઉપરોક્ત ઉદાહરણમાં ગાંગાગ઼ાગા સંધિના વિકલ્પ રૂપે ગાંલલગ઼ાગા અને ગાંગાગ઼ાલલ સંધિ પણ પ્રયુક્ત થઈ છે.

## ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા

| | |
|---|---|
| ૧ | ચાંદી કી દીવાર ન તોડી પ્યાર ભરા દિલ તોડ દિયા (મુકેશ) |
| ૨ | ફૂલ તુમ્હેં ભેજા હૈ ખત મેં ફૂલ નહીં મેરા દિલ હૈ (મુકેશ અને લતા મંગેશ્કર) |
| ૩ | ક્યા મિલિએ ઐસે લોગોં સે જિનકી ફિતરત છુપી રહે (મુહમ્મદ રફી) |
| ૪ | તન્હા-તન્હા દુખ ઝેલેંગે મેહફિલ-મેહફિલ ગાએંગે (ગુલામ અલી – જગજીત સિંઘ – ઉદય શાહ) |
| ૫ | તેરી ચમકતી આંખોં કે આગે યે સિતારે કુછ ભી નહીં (તલત મહમૂદ અને લતા મંગેશ્કર) |
| ૬ | ચેહરા હૈ યા ચાંદ ખિલા હૈ ઝુલ્ફ઼ ઘનેરી છાંવ હૈ ક્યા (કિશોરકુમાર) |

## (૨૦)

## ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા

તર્ક-સંગત નામ : ૨ગાંગાગ઼ાગા

પ્રકાર : શુદ્ધ-અખંડિત

કુલ માત્રા : ૧૬

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૯.

છંદ-રચના : ગાંગાગ઼ાગા સંધિનાં બે આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

આખો દિ' યત્નો હસવાના;
અડધી રાતે ડૂસકાં છાનાં.
ફૂલ ગુલાબી હૈયા પાછળ;
જખ્મોના અણખૂટ ખજાના.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-
આ ખો દિ યત્, નો હસ વા ના;
અડ ધી રા તે, ડૂસ કાં છા નાં.
ફૂ લ ગુ લા બી, હૈ યા પા છળ;
જખ્ મો ના અણ, ખૂ ટ ખ જા ના.

ઉપરોક્ત ઉદાહરણમાં ગાંગાગ઼ાગા સંધિના વિકલ્પ રૂપે ગાંલલગ઼ાગા સંધિ પણ પ્રયુક્ત થઈ છે.

લઘુ-ગુરુ સમજ:-

પંક્તિને અંતે આવતા અનુસ્વારની છૂટ અનુસ્વારના નિયમોને આધીન લઈ શકાય છે.

## અથવા

## ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા

તર્ક-સંગત નામ : ૨ગાગાંગાગ઼ા
પ્રકાર : શુદ્ધ-અખંડિત
કુલ માત્રા : ૧૬
મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૧૧.
છંદ-રચના : ગાગાંગાગ઼ા સંધિનાં બે આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-
હું એક મજાનું રમકડું છું;
મનમાં આવે ત્યાં રખડું છું.
અભિમાન મને મંજૂર નથી;
ક્યારેક છતાં યે અકડું છું.
(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

ગણવિભાજન :-
હું એ ક મ જા, નું ર મક ડું છું;
મન માં આ વે, ત્યાં રખ ડું છું.
અ ભિ મા ન મ ને, મં જૂ ર ન થી;
ક્યા રે ક છ તાં, યે અક ડું છું.

ઉપરોક્ત ઉદાહરણમાં ગાગાંગાગ઼ા સંધિના વિકલ્પ રૂપે ગાગાંલલગ઼ા, લલગાંગાગ઼ા અને લલગાંલલગ઼ા સંધિ પણ પ્રયુક્ત થઈ છે.

૮ ગુરુઅક્ષરવાળા ઉપરોક્ત છંદમાં પહેલો પ્રકાર જ વધુ પ્રચલિત છે. આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.
ગાગા ગાગા ગાગા ગાગા

## ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા

| | |
|---|---|
| ૧ | દૈર-ઓ-હરમ મેં બસનેવાલોં (જગજીત સિંઘ) |
| ૨ | સચ્ચી બાત કહી થી મૈંને (જગજીત સિંઘ) |
| ૩ | ચાક જિગર કે સી લેતે હૈં (જગજીત સિંઘ) |
| ૪ | ગમ કા ફસાના કિસકો સુનાએં (શમશાદ બેગમ) |

## (૨૧)

## ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા

તર્ક-સંગત નામ : ૨ગાંગાગ઼ાગા-ગા

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૧૪

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૯.

છંદ-રચના : ગાંગાગ઼ાગા સંધિનાં બે આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે.
આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.
ગાગા ગાગા ગાગા ગા

ઉદાહરણ :-
હોઠે ભાવ ને હૈયે વ્યંગ;
વાહ રે દુનિયા તારા ઢંગ.
અંગત વાતો વ્યક્ત ન કર;
'શૂન્ય' થશે મર્યાદાભંગ.
(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

ગણવિભાજન :-
હો ઠે ભા વ ને, હૈ યે વ્યંગ;
વા હ રે દુનિ યા, તા રા ઢંગ.
અં ગત વા તો, વ્યક્ ત ન કર;
શૂન્ ય થ શે મર્, યા દા ભંગ.

ઉપરોક્ત ઉદાહરણમાં ગાંગાગ઼ાગા સંધિના વિકલ્પ રૂપે ગાંગાગ઼ાલલ અને ગાંલલગ઼ાગા સંધિ પણ પ્રયુક્ત થઈ છે.

લઘુ-ગુરૂ સમજ :-

ગઝલના છંદોમાં પંક્તિને અંતે આવતા લઘુઅક્ષરનું અલગ અસ્તિત્વ ન હોવાથી લઘુ-ગુરૂ અક્ષરોની ગણતરીમાં પંક્તિને અંતે આવતા લઘુઅક્ષરને અલગથી ન ગણતાં તે પહેલાંના ગુરુઅક્ષર સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવામાં આવે છે. મતલામાં (બંને પંક્તિમાં) અંત્યાક્ષર લઘુઅક્ષર હોવા છતાં મકતાની પહેલી પંક્તિમાં એ વ્યવસ્થા જાળવવામાં આવી નથી, એના પરથી ઉપરોક્ત બાબત સરળતાથી સમજી શકાશે.

## ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા

| | |
|---|---|
| ૧ | સબ કી બાતેં સુનતા હૂં (ઉદય શાહ) |
| ૨ | કિતની સુન્દર દિખતી હો (ઉદય શાહ) |
| ૩ | ઘર આયા મેરા પરદેસી (લતા મંગેશ્કર) |

## (૨૨)

## ગાગાંગાગ઼ા ગાગાં ગાગાંગાગ઼ા ગાગાં

તર્ક-સંગત નામ : ૨(૨ગાગાંગાગ઼ા-ગાગા)
પ્રકાર : શુદ્ધ-ખંડિત
કુલ માત્રા : ૨૪
મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૧૧, ૧૫, ૨૩.
છંદ-રચના : ગાગાંગાગ઼ા સંધિનાં બે આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા બે ગુરુઅક્ષરોનો લોપ કરવાથી મળતા સ્વરૂપના (ગાગાંગાગ઼ા ગાગાં) બે આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે. આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.
ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા

મોટે ભાગે આ છંદ 'ગાગાંલલગ઼ા ગાગાં ગાગાંલલગ઼ા ગાગાં' સ્વરૂપે જ પ્રયુક્ત થયેલો જોવા મળે છે કે જેની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.
ગાગાલ લગાગાગા ગાગાલ લગાગાગા

ઉદાહરણ :-
સાચી છે મહોબ્બત તો એક એવી કલા મળશે;
મળવાના વિચારોમાં મળવાની મજા મળશે.
દુનિયાના દુઃખો તારો આઘાત ભુલાવે છે;
નહોતી એ ખબર અમને આ રીતે દવા મળશે.
(ગઝલકાર : 'મરીઝ')

ગણવિભાજન :-
સા ચી છે મ હોબ્, બત તો, એ કે વી ક લા, મળ શે;
મળ વા ના વિ ચા, રો માં, મળ વા ની મ જા, મળ શે.
દુનિ યા ના દુઃ ખો, તા રો, આ ઘા ત ભુ લા, વે છે;
ન્હો તી એ ખ બર, અમ ને, આ રી તે દ વા, મળ શે.

ઉપરોક્ત છંદ 'ગાગાંગાગ઼ા ગાગાં ગાગાંગાગ઼ા ગાગાં' મોટે ભાગે 'ગાગાંલલગ઼ા ગાગાં ગાગાંલલગ઼ા ગાગાં' સ્વરૂપે જ પ્રયોજાયેલો જોવા મળે છે. 'મરીઝ'ની ઉપરોક્ત ગઝલ 'ગાગાંલલગ઼ા ગાગાં ગાગાંલલગ઼ા ગાગાં' સ્વરૂપમાં જ છે.

## ગાગાંગાગ઼ા ગાગાં ગાગાંગાગ઼ા ગાગાં

| | |
|---|---|
| ૧ | હોટોં સે છૂ લો તુમ મેરા ગીત અમર કર દો (જગજીત સિંઘ) |
| ૨ | ઐ મેરે દિલ-એ-નાદાં તૂ ગમ સે ન ઘબરાના (લતા મંગેશ્કર) |
| ૩ | બચપન કી મુહબ્બત કો દિલ સે ન જુદા કરના (લતા મંગેશ્કર) |
| ૪ | ટૂટે હુએ ખ્વાબોં ને હમકો યે સિખાયા હૈ (મુહમ્મદ રફી) |
| ૫ | હમ દર્દ કા અફસાના દુનિયા કો સુના દેંગે (શમશાદ બેગમ) |

ઉપરોક્ત યાદી પૈકી ગીત ક્રમાંક ૧ 'ગાગાંગાગ઼ા ગાગાં ગાગાંગાગ઼ા ગાગાં' સ્વરૂપમાં છે જ્યારે બાકીના ગીત ક્રમાંક ૨ થી ૫ 'ગાગાંલલગ઼ા ગાગાં ગાગાંલલગ઼ા ગાગાં' સ્વરૂપમાં છે.

## (૨૩)

## ગાગાંલગા લગાંગા ગાગાંલગા લગાંગા

તર્ક-સંગત નામ : ૨(ગાગાંલગા+લગાંગા)

પ્રકાર : મિશ્ર-અખંડિત

કુલ માત્રા : ૨૪

મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૯, ૧૫, ૨૧.

છંદ-રચના : અનુક્રમે ગાગાંલગા અને લગાંગા સંધિના મિશ્ર સ્વરૂપના (ગાગાંલગા લગાંગા) બે આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે. આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.

ગાગાલ ગાલગાગા ગાગાલ ગાલગાગા

ઉદાહરણ :-

છે કાંઈ જિંદગીમાં તો એ જ છે સહારો;

એક યાદ છે તમારી એક શ્વાસ છે અમારો.

ઝખ્મોને દિલમાં રાખું કે અશ્રુઓને રાખું;

મે'માન છે હજારો ને એક છે ઉતારો.

(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

ગણવિભાજન :-

છે કાં ઈ જિં, દ ગી માં, તો એ જ છે, સ હા રો;

એક યા દ છે, ત મા રી, એક શ્વા સ છે, અ મા રો.

ઝખ્ મો ને દિલ, માં રા ખું, કે અશ્ રુ ઓ, ને રા ખું;

મે મા ન છે, હ જા રો, ને એ ક છે, ઉ તા રો.

લઘુ-ગુરૂ સમજ :-

'એક' શબ્દનું લગાત્મક સ્વરૂપ ગાલ થાય છે પરંતુ જરૂર મુજબ ગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. ઉપરોક્ત ગઝલમાં 'એક' શબ્દ ગા અને ગાલ એ બંને સ્વરૂપે પ્રયુક્ત થયો છે.

## ગાગાંલગા લગાંગા ગાગાંલગા લગાંગા

| | |
|---|---|
| ૧ | એ દિલ મુઝે બતા દે તૂ કિસ પે આ ગયા હૈ (ગીતા દત્ત) |
| ૨ | બૂંદેં નહીં સિતારે ટપકે હૈં કહકશાં સે (મુહમ્મદ રફી) |

| | |
|---|---|
| ૩ | ઓ દૂર જાનેવાલે વાદા ન ભૂલ જાના (સુરૈયા) |
| ૪ | જિસ મોડ પર કિયે થે હમને કરાર બરસોં (ચિત્રા સિંઘ) |
| ૫ | ઝાલિમ ઝમાના મુઝકો  તુમસે છુડા રહા હૈ (શ્યામકુમાર અને સુરૈયા) |
| ૬ | દુખ-સુખ થા એક સબ કા અપના હો યા બેગાના (પંકજ ઉધાસ) |
| ૭ | તકદીર કા ફસાના જા કર કિસે સુનાએં (મુહમ્મદ રફી) |
| ૮ | ઇન્સાફ કી ડગર પે બચ્ચોં દિખાઓ ચલકે (હેમંતકુમાર) |

## (૨૪)

## લલગાંલગ઼ા લગાંગ઼ા લલગાંલગ઼ા લગાંગ઼ા

તર્ક-સંગત નામ : ૨(લલગાંલગ઼ા+લગાંગ઼ા)

પ્રકાર : મિશ્ર-અખંડિત

કુલ માત્રા : ૨૪

મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૯, ૧૫, ૨૧.

છંદ-રચના : અનુક્રમે લલગાંલગ઼ા અને લગાંગ઼ા સંધિના મિશ્ર સ્વરૂપના (લલગાંલગ઼ા લગાંગ઼ા) બે આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે. આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.

લલગાલ ગાલગાગા લલગાલ ગાલગાગા

ઉદાહરણ :-

બહુમાન જિંદગીનું તેં કર્યું સ્વમાન આપી;
ઓ વિધિ દરિદ્રતા પણ બહુ મૂલ્યવાન આપી.
મને જૂઠી આશ દઈને ન જીવાડ ઓ જમાના;
ન જમીન ઝૂંટવી લે ફકત આસમાન આપી.
(ગઝલકાર : 'ગની' દહીંવાળા)

ગણવિભાજન :-

બ હુ મા ન જિં,  દ ગી નું,  તેં ક ર્યું સ્વ મા,  ન આ પી;
ઓ વિ ધિ દ રિ,  દ્ર તા પણ,  બ હુ મૂ લ્ય વા,  ન આ પી.
મ ને જૂ ઠી આ,  શ દઈ ને,  ન જી વા ડ ઓ,  જ મા ના;
ન જ મી ન ઝૂં,  ટ વી લે,  ફ ક તા સ મા,  ન આ પી.

## લલગાંલગ઼ા લગાંગ઼ા લલગાંલગ઼ા લગાંગ઼ા

| | |
|---|---|
| ૧ | જો ગુઝર રહી હૈ મુઝ પર ઉસે કૈસે મૈં બતાઉં (મુહમ્મદ રફી) |
| ૨ | મુઝે ઈશ્ક હૈ તુઝીસે મેરી જાન ઝિન્દગાની (મુહમ્મદ રફી) |
| ૩ | મેરે દિલ મેં આજ ક્યા હૈ તૂ કહે તો મૈં બતા દૂં (કિશોરકુમાર) |

## (૨૫)

## ગાંલલ઼ગા લગાંલગ઼ા ગાંલલ઼ગા લગાંલગ઼ા

તર્ક-સંગત નામ : ૨(ગાંલલ઼ગા+લગાંલગ઼ા)

પ્રકાર : મિશ્ર-અખંડિત

કુલ માત્રા : ૨૪

મુખ્ય પદ્યભારની માત્રા : ૧, ૮, ૧૩, ૨૦.

છંદ-રચના : અનુક્રમે ગાંલલ઼ગા અને લગાંલગ઼ા સંધિના મિશ્ર સ્વરૂપના (ગાંલલ઼ગા લગાંલગ઼ા) બે આવર્તનોના પ્રયોગથી આ છંદની રચના થાય છે.

ઉદાહરણ :-

મારા અસીમ દર્દની કોઈ જો કલ્પના કરે;<br>
પ્રેમ-પીડિતને કાજ એ રાત-દિવસ દુઆ કરે.<br>
તારી દશાને દુર્દશા જેઓ ગણે છે હે ‘ગની’;<br>
તેની મનોદશા ઉપર મારો ખુદા દયા કરે.<br>
(ગઝલકાર : ‘ગની’ દહીંવાળા)

ગણવિભાજન :-

મા રા અ સી, મ દર્ દ ની, કો ઈ જો કલ્, પ ના ક રે;<br>
પ્રે મ પી ડિત, ને કા જ એ, રા ત દિ વસ, દુ આ ક રે.<br>
તા રી દ શા, ને દુર્ દ શા, જે ઓ ગ ણે, છે હે ગ ની;<br>
તે ની મ નો, દ શા ઉ પર, મા રો ખુ દા, દ યા ક રે.

## ગાંલલ઼ગા લગાંલગ઼ા ગાંલલ઼ગા લગાંલગ઼ા

| | |
|---|---|
| ૧ | જબ સે ચલે ગએ હૈં વો ઝિન્દગી ઝિન્દગી નહીં (સુરૈયા) |
| ૨ | આંધિયાં ગમ કી યૂં ચલી બાગ ઉજડ કે રહ ગયા (નૂરજહાં) |

(૨૬)

## ગાગાં લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં

તર્ક-સંગત નામ : -લલ+૨(લલ઼ગાગાં+લગ઼ાલગાં)

પ્રકાર : મિશ્ર-ખંડિત

કુલ માત્રા : ૨૨

મુખ્ય પદ્યભારની માત્રા : ૩, ૯, ૧૫, ૨૧.

છંદ-રચના : અનુક્રમે લલ઼ગાગાં અને લગ઼ાલગાં સંધિના મિશ્ર સ્વરૂપના (લલ઼ગાગાં લગ઼ાલગાં) બે આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિના પહેલા બંને લઘુઅક્ષરોનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે. આ છંદની સંધિ અરૂઝમાં નીચે મુજબ દર્શાવવામાં આવી છે.

ગાગાલ ગાલગાલ લગાગાલ ગાલગા

ઉદાહરણ :-

બસ એટલી સમજ મને પરવરદિગાર દે;
સુખ જ્યારે જ્યાં મળે ત્યાં બધાના વિચાર દે.
સૌ પથ્થરોના બોજ તો ઊંચકી લીધા અમે;
અમને નમાવવા હો તો ફૂલોનો ભાર દે.
(ગઝલકાર : 'મરીઝ')

ગણવિભાજન :-

બસ એ, ટ લી સ મજ, મ ને પર વર, દિ ગા ર દે;
સુખ જ્યા, રે જ્યાં મ ળે, ત્યાં બ ધા ના, વિ ચા ર દે.
સૌ પથ્, થ રો ના બો, જ તો ઊંચ કી, લી ધા અ મે;
અમ ને, ન મા વ વા, હો તો ફૂ લો, નો ભા ર દે.

## ગાગાં લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં

| | |
|---|---|
| ૧ | ઉનકે ખયાલ આએ તો આતે ચલે ગએ (મુહમ્મદ રફી) |
| ૨ | અબ ક્યા મિસાલ દૂં મૈં તુમ્હારે શબાબ કી (મુહમ્મદ રફી) |
| ૩ | મિલતી હૈ ઝિન્દગી મેં મુહબ્બત કભી-કભી (લતા મંગેશ્કર) |
| ૪ | હમ હૈ મતા-એ-કૂચા-ઓ-બાઝાર કી તરહ (લતા મંગેશ્કર) |
| ૫ | જાના થા હમસે દૂર બહાને બના લિએ (લતા મંગેશ્કર) |
| ૬ | મૈં ઝિન્દગી કા સાથ નિભાતા ચલા ગયા (મુહમ્મદ રફી) |

| | |
|---|---|
| ૭ | જો બાત તુઝમેં હૈ તેરી તસ્વીર મેં નહીં (મુહમ્મદ રફી) |

છંદ ક્રમાંક ૨૭, ૨૮, ૨૯ અને ૩૦ માં છેલ્લી સંધિ લલ઼ગાગાં પ્રયુક્ત થાય છે. આ છેલ્લી સંધિ લલ઼ગાગાં ના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી છેલ્લી સંધિ લલ઼ગા પ્રાપ્ત થાય છે કે જેમાં બે સ્પષ્ટ લઘુઅક્ષરોના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો અથવા એક ગુરુઅક્ષરનો પ્રયોગ કરવાની છૂટ છે. આમ છંદ ક્રમાંક ૨૭, ૨૮, ૨૯ અને ૩૦ માં છેલ્લી સંધિ લલગા અને ગાગા એ બંને સ્વરૂપે સ્વીકાર્ય છે.

## (૨૭)

## લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા

તર્ક-સંગત નામ : ૨(લગ઼ાલગાં+લલ઼ગાગાં)-ગા

પ્રકાર : મિશ્ર-ખંડિત

કુલ માત્રા : ૨૨

મુખ્ય પદ્યભારની માત્રા : ૫, ૧૧, ૧૭.

છંદ-રચના : અનુક્રમે લગ઼ાલગાં અને લલ઼ગાગાં સંધિના મિશ્ર સ્વરૂપના (લગ઼ાલગાં લલ઼ગાગાં) બે આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે કે જેમાં છેલ્લી સંધિના બે સ્પષ્ટ લઘુઅક્ષરોના સ્થાન પર એક ગુરુઅક્ષરનો પ્રયોગ કરવાની છૂટ છે. આ છંદમાં મુખ્ય પદ્યભારવાળા ગુરુઅક્ષરનો લોપ થયો છે.

ઉદાહરણ :-
ઈલાજ મારી તુમાખીનો કોઈ થઈ તો શકે;
ખુદા કરે કે એ દુશ્મન હો જેનું કામ પડે.
હજાર દર્દ છે એવાં જે ચુપ રહીને સહ્યાં;
ગઝલની હદમાં નથી કોણ એ ગઝલમાં લખે.
(ગઝલકાર : 'મરીઝ')

ગણવિભાજન :-
ઈ લા જ મા, રી તુ મા ખી, નો કો ઈ થઈ, તો શ કે;
ખુ દા ક રે, કે એ દુશ મન, હો જે નું કા, મ પ ડે.
હ જા ર દર્, દ છે એ વાં, જે ચુપ ર હી, ને સ હ્યાં;
ગ ઝલ ની હદ, માં ન થી કો, ણ એ ગ ઝલ, માં લ ખે.

## લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા

| | |
|---|---|
| ૧ | કભી કિસીકો મુકમ્મલ જહાં નહીં મિલતા (ભૂપિન્દર સિંઘ) |
| ૨ | ઝુકી-ઝુકી સી નઝર બેકરાર હૈ કિ નહીં (જગજીત સિંઘ) |
| ૩ | વો દિલ હી ક્યા તેરે મિલને કી જો દુઆ ન કરેં (જગજીત સિંઘ – ઉદય શાહ) |
| ૪ | કિસી કી યાદ મેં દુનિયા કો હૈ ભુલાએ હુએ (મુહમ્મદ રફી) |
| ૫ | ગરીબ જાન કે હમકો ન તુમ મિટા દેના (મુહમ્મદ રફી અને ગીતા દત્ત) |
| ૬ | કભી-કભી મેરે દિલ મેં ખયાલ આતા હૈ (મુકેશ) |
| ૭ | કિસી નઝર કો તેરા ઇન્તઝાર આજ ભી હૈ (ભૂપિન્દર સિંઘ અને લતા મંગેશકર) |

છંદ ક્રમાંક ૨૮, ૨૯ અને 30 માં પહેલી સંધિ ગાલ઼ગાગાં પ્રયુક્ત થાય છે કે જેમાં મુખ્ય પદ્યભાર સંધિના પહેલા ગુરુઅક્ષરને (ગાંલગ઼ાગા) બદલે સંધિના છેલ્લા ગુરુઅક્ષર (ગાલ઼ગાગાં) પર સ્થિત છે. લલ઼ગાગાં સંધિની શરૂઆતમાં એક લઘુઅક્ષર ઉમેરતાં લલલ઼ગાગાં સંધિ પ્રાપ્ત થાય છે. ગઝલના છંદોમાં બે થી વધુ લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતા નથી. આ આધાર પર લલલ઼ગાગાં સંધિના બીજા અને ત્રીજા લઘુઅક્ષર મળીને એક ગુરુઅક્ષર ગણતાં લગ઼ાગાગાં સંધિ પ્રાપ્ત થાય છે કે જેનો સમાવેશ ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિની યાદીમાં થઈ જ ગયો છે, પરંતુ લલલ઼ગાગાં સંધિના પહેલા અને બીજા લઘુઅક્ષર મળીને એક ગુરુઅક્ષર ગણતાં ગાલ઼ગાગાં સંધિ પ્રાપ્ત થાય છે કે જેનો મુખ્ય પદ્યભાર સંધિના પહેલા ગુરુઅક્ષરને (ગાંલગ઼ાગા) બદલે સંધિના છેલ્લા ગુરુઅક્ષર (ગાલ઼ગાગાં) પર સ્થિત છે. ગાલ઼ગાગાં સંધિ કે જેનો મુખ્ય પદ્યભાર સંધિના છેલ્લા ગુરુઅક્ષર પર સ્થિત છે એનો પ્રયોગ ષટ્કલ સંધિ લલ઼ગાગાં અને લગ઼ાલગાં સાથે મિશ્ર રૂપે જ થયેલો જોવા મળે છે. ષટ્કલ સંધિ લલ઼ગાગાં અને લગ઼ાલગાં નાં પદ્યભાર પણ સંધિના છેલ્લા ગુરુઅક્ષર પર જ સ્થિત છે. છંદ ક્રમાંક ૨૮, ૨૯ અને 30 માં કોઈકવાર પહેલી સંધિ ગાલ઼ગાગાં ના સ્થાન પર લગ઼ાગાગાં પણ પ્રયુક્ત થયેલી જોવા મળે છે.

## (૨૮)

## ગાલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગા

તર્ક-સંગત નામ : લ+૪લલ઼ગાગાં-ગા

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૨૩

મુખ્ય પદ્યભારની માત્રા : ૬, ૧૨, ૧૮.

છંદ-રચના : લલ઼ગાગાં સંધિના ચાર આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિની શરૂઆતમાં એક લઘુઅક્ષર ઉમેરવાથી અને છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે કે જેમાં પહેલી સંધિના પહેલા ત્રણ લઘુઅક્ષરો પૈકી પહેલા બે લઘુઅક્ષરોના સ્થાન પર એક ગુરુઅક્ષર લેવાનો રહેશે અને છેલ્લી સંધિના બે સ્પષ્ટ લઘુઅક્ષરોના સ્થાન પર એક ગુરુઅક્ષર લેવાની છૂટ રહેશે. આ છંદમાં મુખ્ય પદ્યભારવાળા ગુરુઅક્ષરનો લોપ થયો છે.

ઉદાહરણ :-

દુઃખ વગર દર્દ વગર દુઃખની કશી વાત વગર;
મન વલોવાય છે ક્યારેક વલોપાત વગર.
આ કલા કોઈ શીખે મિત્રો કનેથી 'ઘાયલ';
વેર લેવાય છે શી રીતે વસૂલાત વગર.
(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

ગણવિભાજન :-

દુઃખ વ ગર દર્, દ વ ગર દુઃખ, ની ક શી વા, ત વ ગર;
મન વ લો વા, ય છે ક્યા રે, ક વ લો પા, ત વ ગર.
આ ક લા કો, ઈ શી ખે મિત્, રો ક ને થી, ઘા યલ;
વે ર લે વા, ય છે શી રી, તે વ સૂ લા, ત વ ગર.

## ગાલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગા

| | |
|---|---|
| ૧ | આપકો પ્યાર છુપાને કી બુરી આદત હૈ (મુહમ્મદ રફી અને આશા ભોંસલે) |
| ૨ | ઠહરિએ હોશ મેં આ લૂં તો ચલે જાઇએગા (મુહમ્મદ રફી અને સુમન કલ્યાણપુર) |
| ૩ | પ્યાર મુઝસે જો કિયા તુમને તો ક્યા પાઓગી (જગજીત સિંઘ) |
| ૪ | રસ્મ-એ-ઉલ્ફત કો નિભાએં તો નિભાએં કૈસે (લતા મંગેશ્કર) |
| ૫ | આંખ સે આંખ મિલા બાત બનાતા ક્યૂં હૈ (ચિત્રા સિંઘ) |

| | |
|---|---|
| ૬ | કોઈ યે કૈસે બતાએં કિ વો તન્હા ક્યૂં હૈ (જગજીત સિંઘ) |
| ૭ | ઝિન્દગી પ્યાર કી દો-ચાર ઘડી હોતી હૈ (હેમંતકુમાર) |
| ૮ | ઝિન્દગીભર નહીં ભૂલેગી વો બરસાત કી રાત (મુહમ્મદ રફી તથા લતા મંગેશ્કર) |
| ૯ | દિલ ને ફિર યાદ કિયા બર્ક સી લહરાઈ હૈ (મુહમ્મદ રફી, મુકેશ અને સુમન કલ્યાણપુર) |
| ૧૦ | ઝિન્દગી જબ ભી તેરી બઝ્મ મેં લાતી હૈ હમેં (તલત અઝીઝ) |
| ૧૧ | જુસ્તજૂ જિસકી થી ઉસકો તો ન પાયા હમને (આશા ભોંસલે) |

## (૨૯)

## ગાલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગા

તર્ક-સંગત નામ : લ+૩લલ઼ગાગાં-ગા

પ્રકાર : શુદ્ધ-ખંડિત

કુલ માત્રા : ૧૭

મુખ્ય પદ્યભારની માત્રા : ૬, ૧૨.

છંદ-રચના : લલ઼ગાગાં સંધિના ત્રણ આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિની શરૂઆતમાં એક લઘુઅક્ષર ઉમેરવાથી અને છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે કે જેમાં પહેલી સંધિના પહેલા ત્રણ લઘુઅક્ષરો પૈકી પહેલા બે લઘુઅક્ષરોના સ્થાન પર એક ગુરુઅક્ષર લેવાનો રહેશે અને છેલ્લી સંધિના બે સ્પષ્ટ લઘુઅક્ષરોના સ્થાન પર એક ગુરુઅક્ષર લેવાની છૂટ રહેશે. આ છંદમાં મુખ્ય પદ્યભારવાળા ગુરુઅક્ષરનો લોપ થયો છે.

ઉદાહરણ :-
તારી નજદીક અવાયું લાગે;
એય ક્યાંથી કે મળાયું લાગે.
આમ ક્યારેક મળે તોય ઘણું;
કૈંક અંશે તો જીવાયું લાગે.
(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

ગણવિભાજન :-
તા રી નજ દી, ક અ વા યું, લા ગે;
એ ય ક્યાં થી, કે મ ળા યું, લા ગે.
આ મ ક્યા રે, ક મ ળે તો, ય ઘ ણું;
કૈં ક અં શે, તો જી વા યું, લા ગે.

## ગાલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગા

| | |
|---|---|
| ૧ | અહલ-એ-દિલ યૂં ભી નિભા લેતે હૈં (ભૂપિન્દર સિંઘ તથા લતા મંગેશ્કર) |
| ૨ | કૈસે લિખ્ખોગે મુહબ્બત કી કિતાબ (પંકજ ઉધાસ) |
| ૩ | ઝિન્દગી તુઝકો મનાને નિકલે (ચંદનદાસ) |
| ૪ | ફિર મુઝે દીદા-એ-તર યાદ આયા (તલત મહમૂદ) |

## (30)

## ગાલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા

તર્ક-સંગત નામ : લ+લલ઼ગાગાં+લગ઼ાલગાં+લલ઼ગાગાં-ગા

પ્રકાર : મિશ્ર-ખંડિત

કુલ માત્રા : ૧૭

મુખ્ય પદ્યભારની માત્રા : ૬, ૧૨.

છંદ-રચના : અનુક્રમે લલ઼ગાગાં, લગ઼ાલગાં અને લલ઼ગાગાં સંધિનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિની શરૂઆતમાં એક લઘુઅક્ષર ઉમેરવાથી અને છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે કે જેમાં પહેલી સંધિના પહેલા ત્રણ લઘુઅક્ષરો પૈકી પહેલા બે લઘુઅક્ષરોના સ્થાન પર એક ગુરુઅક્ષર લેવાનો રહેશે અને છેલ્લી સંધિના બે સ્પષ્ટ લઘુઅક્ષરોના સ્થાન પર એક ગુરુઅક્ષર લેવાની છૂટ રહેશે. આ છંદમાં મુખ્ય પદ્યભારવાળા ગુરુઅક્ષરનો લોપ થયો છે.

ઉદાહરણ :-
ભક્તિના મોહમાં ફસાયો છું;
એટલે ગોખમાં ચણાયો છું.
માત્ર એક ઈંટનો જ દાવો છે;
દોસ્ત મેં ક્યાં કહ્યું કે પાયો છું.
(ગઝલકાર : ‘શૂન્ય’ પાલનપુરી)

ગણવિભાજન :-
ભક્ તિ ના મો,  હ માં ફ સા,  યો છું;
એ ટ લે ગો,  ખ માં ચ ણા,  યો છું.
માત્ ર એક ઈં,  ટ નો જ દા,  વો છે;
દોસ્ ત મેં ક્યાં,  ક હ્યું કે પા,  યો છું.

## ગાલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા

| | |
|---|---|
| ૧ | તુમકો દેખા તો યે ખયાલ આયા (જગજીત સિંઘ) |
| ૨ | દિલ-એ-નાદાં તુઝે હુઆ ક્યા હૈ (તલત મહમૂદ) |
| ૩ | સબ્ર હમસે ઝરા નહીં હોતા (ઉદય શાહ - ધારા શાહ) |
| ૪ | રાત ભી નીંદ ભી કહાની ભી (ચિત્રા સિંઘ) |
| ૫ | દો ઘડી વો જો પાસ આ બૈઠે (મુહમ્મદ રફી અને લતા મંગેશ્કર) |
| ૬ | ફિર છિડી રાત બાત ફૂલોં કી (તલત અઝીઝ અને લતા મંગેશ્કર) |

અત્યાર સુધીમાં આપણે ગઝલના ૩૦ છંદોનો અભ્યાસ કરી ગયા. લઘુઅક્ષરની એક માત્રા અને ગુરુઅક્ષરની બે માત્રા ગણતાં છંદ ક્રમાંક ૨૫ સિવાય બધા જ અખંડિત પ્રકારના છંદોમાં (શુદ્ધ અને મિશ્ર બંને) પદ્યભાર સમાન માત્રાના અંતરે સ્થિત છે અને બધા જ ખંડિત પ્રકારના છંદોમાં (શુદ્ધ અને મિશ્ર બંને) ફક્ત લોપના સ્થાન પર લોપ કરેલ અક્ષરની માત્રા જેટલી જ પદ્યભારના અંતરમાં વિષમતા રહે છે જે સ્વીકાર્ય છે. છંદ ક્રમાંક ૨૫ માં સંધિના મિશ્રણના કારણે પદ્યભારના અંતરમાં વિષમતા રહેલી છે અને તેથી જ એમાં પદ્યભાર અનુક્રમે ૭ અને ૫ માત્રાના અંતર પર સ્થિત છે. જે છંદમાં સંધિના મિશ્રણના કારણે પદ્યભારના અંતરમાં વિષમતા જેટલી વધુ હશે એટલી એ છંદની પ્રવાહિતા અને ગેય-તત્વ પણ ઓછાં થઈ જશે અને એ છંદની પ્રચલિત થવાની સંભાવના પણ ઓછી થઈ જશે.

ગણિતના નિયમોને આધારે ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિના પ્રયોગ દ્વારા શુદ્ધ-અખંડિત, શુદ્ધ-ખંડિત, મિશ્ર-અખંડિત અને મિશ્ર-ખંડિત પ્રકારના ઘણાં છંદોની રચના કરી શકાય છે. અહીં ઉદાહરણ રૂપે લગાંગ઼ા સંધિનો પ્રયોગ કરી શુદ્ધ-અખંડિત અને શુદ્ધ-ખંડિત પ્રકારના છંદોની રચના કેવી-કેવી રીતે કરી શકાય એ પ્રસ્તુત છે.

| | | |
|---|---|---|
| (૧) | લગાંગ઼ા સંધિના ચાર અથવા આઠ આવર્તનોના પ્રયોગથી નીચે મુજબના છંદો રચી શકાય છે. | |
| | ૧ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા |
| | ૨ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૮લગાંગ઼ા |
| (૨) | લગાંગ઼ા સંધિના ચાર અથવા આઠ આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી નીચે મુજબના છંદો રચી શકાય છે. | |
| | ૧ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા-ગા |
| | ૨ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૮લગાંગ઼ા-ગા |
| (૩) | લગાંગ઼ા સંધિના ચાર આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી પ્રાપ્ત સ્વરૂપના બે આવર્તનોનો પ્રયોગ કરવાથી નીચે મુજબનો છંદ રચી શકાય છે. | |
| | ૧ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૨(૪લગાંગ઼ા-ગા) |
| (૪) | લગાંગ઼ા સંધિના ચાર અથવા આઠ આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિના પહેલા લઘુઅક્ષરનો લોપ કરવાથી નીચે મુજબના છંદો રચી શકાય છે. | |
| | ૧ | ગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : -લ+૪લગાંગ઼ા |
| | ૨ | ગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : -લ+૮લગાંગ઼ા |

| | |
|---|---|
| (૫) | લગાંઞ઼ા સંધિના ચાર આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિના પહેલા લઘુઅક્ષરનો લોપ કરવાથી પ્રાપ્ત સ્વરૂપના બે આવર્તનોનો પ્રયોગ કરવાથી નીચે મુજબનો છંદ રચી શકાય છે.<br>૧ — ગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા ગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(-લ+૪લગાંગ઼ા) |
| (૬) | લગાંગ઼ા સંધિના બે આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ છેલ્લી સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી પ્રાપ્ત સ્વરૂપના બે અથવા ચાર આવર્તનોનો પ્રયોગ કરવાથી નીચે મુજબના છંદો રચી શકાય છે.<br>૧ — લગાંગ઼ા લગાં લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૨(૨લગાંગ઼ા-ગા)<br>૨ — લગાંગ઼ા લગાં લગાંગ઼ા લગાં લગાંગ઼ા લગાં લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૪(૨લગાંગ઼ા-ગા) |
| (૭) | લગાંગ઼ા સંધિના બે આવર્તનોનો પ્રયોગ કર્યા બાદ પહેલી સંધિના પહેલા લઘુઅક્ષરનો લોપ કરવાથી પ્રાપ્ત સ્વરૂપના બે અથવા ચાર આવર્તનોનો પ્રયોગ કરવાથી નીચે મુજબના છંદો રચી શકાય છે.<br>૧ — ગાંગ઼ા લગાંગ઼ા ગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(-લ+૨લગાંગ઼ા)<br>૨ — ગાંગ઼ા લગાંગ઼ા ગાંગ઼ા લગાંગ઼ા ગાંગ઼ા લગાંગ઼ા ગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪(-લ+૨લગાંગ઼ા) |

ઉપર લગાંગ઼ા સંધિના પ્રયોગથી પ્રાપ્ત જેટલાં પણ છંદોની ચર્ચા કરી એ દરેક છંદમાં સંધિની કુલ સંખ્યા ચાર અથવા આઠ રહી છે. એ જ રીતે છંદમાં સંધિની કુલ સંખ્યા બે, ત્રણ, પાંચ, છ કે સાત હોય એવા છંદોની પણ રચના કરી શકાય છે. આ જ રીતે અન્ય સંધિના પ્રયોગ દ્વારા પણ ઘણાં છંદોની રચના કરી શકાય છે.

ઉપરોક્ત પદ્ધતિથી છંદ-રચના કરવાથી શુદ્ધ-ખંડિત પ્રકારમાં કેટલાંક છંદો સામાન્ય રહેશે. આ સામાન્ય છંદોમાં જે સંધિના પ્રયોગથી છંદ-રચના સમજવી સરળ હોય એ જ સંધિના પ્રયોગનો સ્વીકાર કરીશું. બે છંદોના ઉદાહરણ દ્વારા આ વાત સરળતાથી સમજાય જશે. આપણે ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિની યાદીમાં બે મુખ્ય પંચકલ સંધિ લગાંગ઼ા અને ગ઼ાલગાં નો

સમાવેશ કર્યો છે અને એ બંને સંધિના પ્રયોગથી પ્રાપ્ત શુદ્ધ-ખંડિત પ્રકારના એક-એક છંદ જોઈ ગયા છે જે ફરીથી જોઈએ. (છંદ ક્રમાંક ૨ અને ૫)

## (૧) લગાંગ઼ા  લગાંગ઼ા લગાંગ઼ા લગાં

લગાંગ઼ા અને ગ઼ાલગાં એ બંને સંધિના આવર્તિત સ્વરૂપને ખંડિત કરવાથી આ છંદ પ્રાપ્ત કરી શકાય છે.

| | |
|---|---|
| ૧ | લગાંગ઼ા સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે.<br>લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા-ગા |
| ૨ | ગ઼ાલગાં સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી પહેલા આવર્તનના પહેલા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે.<br>લગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં  =  લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ :  -ગા+૪ગ઼ાલગાં |

ઉપરોક્ત બંને પદ્ધતિથી છંદ-રચના કરવાથી પદ્યભારના સ્થાનમાં કોઈ ફરક પડતો નથી, તે છતાં આ છંદની રચના પહેલી પદ્ધતિ મુજબ જ (લગાંગ઼ા સંધિના આધારે) સમજવી વધુ સરળ અને ઉચિત છે.

| | |
|---|---|
| (૨) | ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા<br><br>ગ઼ાલગાં અને લગાંગ઼ા એ બંને સંધિના આવર્તિત સ્વરૂપને ખંડિત કરવાથી આ છંદ પ્રાપ્ત કરી શકાય છે.<br><br><table><tr><td>૧</td><td>ગ઼ાલગાં સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી છેલ્લા આવર્તનના છેલ્લા ગુરુઅક્ષરનો અને લઘુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે.<br>ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગ઼ાલગાં-લગા</td></tr><tr><td>૨</td><td>લગાંગ઼ા સંધિનાં ચાર આવર્તનોનો પ્રયોગ કરી પહેલા આવર્તનના પહેલા લઘુઅક્ષર અને પહેલા ગુરુઅક્ષરનો લોપ કરવાથી આ છંદની રચના થાય છે.<br>ગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા = ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા<br>તર્ક-સંગત નામ : -લગા+૪લગાંગ઼ા</td></tr></table><br>ઉપરોક્ત બંને પદ્ધતિથી છંદ-રચના કરવાથી પદ્યભારના સ્થાનમાં કોઈ ફરક પડતો નથી, તે છતાં આ છંદની રચના પહેલી પદ્ધતિ મુજબ જ (ગ઼ાલગાં સંધિના આધારે) સમજવી વધુ સરળ અને ઉચિત છે. |

## (૭)
## સંગીતના તાલના આધારે ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિના મુખ્ય અને ગૌણ પદ્યભાર

ગઝલ એ આજનો સૌથી વધુ ખેડાતો કાવ્ય-પ્રકાર છે. ગઝલના અતિપ્રચલિત થવાનું એક મુખ્ય કારણ ગઝલના છંદોની પ્રવાહિતા પણ છે. ગઝલના છંદો લાગત્મક સ્વરૂપવાળા માત્રામેળ છંદો છે કે જેમાં લઘુ-ગુરુ માપ નક્કી કરવા માટે ધ્વનિમેળનો આધાર લેવામાં આવે છે. ગઝલના છંદો આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોથી શિથિલ સ્વરૂપે અને માત્રામેળ છંદોથી ચુસ્ત સ્વરૂપે પ્રયોજાયેલા જોવા મળે છે.

'અનુભવ' શબ્દનું લેખિત લગાત્મક માપ 'લલલલ' થાય છે પરંતુ 'અનુભવ' શબ્દનું ઉચ્ચારણ 'અનુભવ્' કરવામાં આવે છે તેથી ઉચ્ચારણ મુજબ 'અનુભવ' શબ્દનું લગાત્મક માપ 'લલગા' થાય છે. અહીં 'અનુ' સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે અને 'ભવ' સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે.

ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે પરંતુ એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ વર્જિત છે તથા બે લઘુઅક્ષરોના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે પરંતુ સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ વર્જિત છે જ્યારે આપણા ભારતીય માત્રામેળ છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે અને સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે તથા બે લઘુઅક્ષરોના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે અને સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે. આમ ગઝલના છંદોનું સ્વરૂપ આપણા માત્રામેળ છંદો કરતાં ચુસ્ત જણાય છે.

ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે જ્યારે આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં આવી છૂટ પણ લઈ શકાતી નથી. આમ ગઝલના છંદોનું સ્વરૂપ આપણા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો કરતાં શિથિલ જણાય છે.

ગઝલ હંમેશાં બોલચાલની ભાષામાં જ લખાય છે. 'કમલનયન' શબ્દનું બોલચાલની ભાષામાં માપ લગાલગા (ક-મલ-ન-યન) થાય છે અને ગઝલના છંદોમાં 'કમલનયન' શબ્દ

લગાલગા સ્વરૂપે જ પ્રયોજવામાં આવે છે. આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં 'કમલનયન' શબ્દ લલલલલલ (ક-મ-લ-ન-ય-ન) સ્વરૂપે જ પ્રયોજી શકાય છે જયારે માત્રામેળ છંદોમાં 'કમલનયન' શબ્દ લગાલગા (ક-મલ-ન-યન) ઉપરાંત ગાલગાલ (કમ-લ-નય-ન), ગાગાગા (કમ-લન-યન), લલગાગા (ક-મ-લન-યન), ગાલલગા (કમ-લ-ન-યન), ગાગાલલ (કમ-લન-ય-ન) વગેરે સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. આમ ગઝલના છંદો આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોથી શિથિલ સ્વરૂપે અને માત્રામેળ છંદોથી ચુસ્ત સ્વરૂપે પ્રયોજાયેલા જોવા મળે છે.

'અનુમતિ' શબ્દનું લેખિત અને પઠન બંને સ્વરૂપે લગાત્મક સ્વરૂપ લલલલ (ચાર સ્પષ્ટ લઘુઅક્ષર) જ થાય છે. ગઝલના છંદોમાં એકસાથે બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાતો નથી તો 'અનુમતિ' શબ્દ ગઝલમાં કઈ રીતે પ્રયુક્ત થઈ શકે એ જોઈએ. 'અનુમતિ' શબ્દનું 'અનૂમતી' (લગાલગા) સ્વરૂપે કે 'અનૂમતિ' (લગાલલ) સ્વરૂપે પઠન કરવાથી પણ એ કર્ણકટુ લાગતો નથી. આમ 'અનુમતિ' શબ્દ ગઝલમાં લગાલગા કે લગાલલ સ્વરૂપે પ્રયોજી શકાય કે જેથી બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરો એકસાથે ન આવે. બે થી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોવાળા બીજા શબ્દો પણ ગઝલમાં આ રીતે પ્રયુક્ત કરી શકાય છે. 'અનુમતિ' શબ્દના પ્રયોગવાળી બે પંક્તિ ઉદાહરણ સ્વરૂપે પ્રસ્તુત કરું છું.

અનૂમતી જો મળે તમારી = લગાલગાગા લગાલગાગા

ન મળી અનૂમતિ આપની = લલગાલગા લલગાલગા

(આપ સૌને લગાત્મક સ્વરૂપ સમજવામાં સરળ પડે તેથી 'અનૂમતી' અને 'અનૂમતિ' લખ્યું છે પરંતુ આપ સૌ ગઝલ લખો ત્યારે 'અનુમતિ' જ લખવું રહ્યું, 'અનૂમતી' કે 'અનૂમતિ' નહીં.)

કોઈપણ માત્રામેળ રચનાના કે કોઈપણ આવૃત્તસંધિ રૂપમેળ રચનાના પઠનમાં અથવા ગાયનમાં અમુક સ્થાન પર વિશેષ થડકાર કે આઘાતનો અનુભવ કરી શકાય છે. આ વિશેષ થડકાર કે આઘાતને જ પદ્યભાર કહેવામાં આવે છે. કોઈપણ રચનાના છંદમાં પ્રયુક્ત સંધિના આધારે નિશ્ચિત સમયાંતરે પદ્યભારની (વિશેષ થડકાર કે આઘાતની) પુનરાવૃત્તિ થતી હોય છે. પદ્યભાર (વિશેષ થડકાર કે આઘાત) માટે તાલ-સ્થાન અથવા તાળ-સ્થાન શબ્દ પણ પ્રયુક્ત થાય છે, પરંતુ સંગીતમાં તાલ શબ્દ અલગ અર્થમાં પ્રયુક્ત થતો હોવાથી આપણે પદ્યભાર શબ્દનો જ પ્રયોગ કરીશું અને એ જ વધુ ઉચિત છે. છંદોમાં પ્રયુક્ત થતી સંધિના પદ્યભાર બે પ્રકારના હોય છે, મુખ્ય પદ્યભાર અને ગૌણ પદ્યભાર. મુખ્ય પદ્યભારના પ્રમાણમાં ગૌણ પદ્યભારમાં થડકારનું પ્રમાણ થોડું ઓછું હોય છે. છંદોના નિરૂપણ માટે ફક્ત મુખ્ય પદ્યભારને જ ધ્યાનમાં લેવામાં આવે છે જ્યારે એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે

લઘુઅક્ષરોના પ્રયોગ માટે ગૌણ પદ્યભાર પણ ધ્યાનમાં લેવામાં આવે છે. સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં.

જે રીતે સંગીત-રચનામાં પ્રવાહિતા માટે તાલ જરૂરી છે એ જ રીતે પદ્ય-રચનામાં પ્રવાહિતા માટે છંદ જરૂરી છે. ગઝલ એ ગેય કાવ્ય પ્રકાર હોવાથી ગઝલના છંદ અને સંગીતના તાલ વચ્ચે સીધો સંબંધ સ્થાપિત થાય છે. ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિનાં પદ્યભાર નિશ્ચિત કરવા માટે આપણે સંગીતના તાલનો જ આધાર લઈશું. ગઝલના છંદોમાં પંચકલ, ષટ્કલ, સપ્તકલ અને અષ્ટકલ પ્રકારની સંધિ પ્રયુક્ત થાય છે કે જેનો પદ્યભાર નિશ્ચિત કરવા માટે અનુક્રમે ઝપતાલ (૧૦ માત્રા), તાલ દાદરા (૬ માત્રા), તાલ રૂપક (૭ માત્રા) અથવા તાલ દીપચન્દી (૧૪ માત્રા) અને તાલ કહેરવા (૮ માત્રા) નો પ્રયોગ કરીશું. સૌપ્રથમ હું આ પાંચેય તાલનું વિવરણ પ્રસ્તુત કરું છું.

## ઝપતાલ :

માત્રા : ૧૦

ખંડ : ૪ (૨+3+૨+3)

તાલીની માત્રા : ૧, ૩ અને ૮

ખાલીની માત્રા : ૬

| ધી | ના | ધી | ધી | ના | તી | ના | ધી | ધી | ના |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧<br>× | ૨ | 3<br>૨ | ૪ | ૫ | ૬<br>0 | ૭ | ૮<br>3 | ૯ | ૧૦ |

## તાલ દાદરા :

માત્રા : ૬

ખંડ : ૨ (3+3)

તાલીની માત્રા : ૧

ખાલીની માત્રા : ૪

| ધા | ધી | ના | ધા | તી | ના |
|---|---|---|---|---|---|
| ૧<br>× | ૨ | 3 | ૪<br>0 | ૫ | ૬ |

## તાલ રૂપક :

માત્રા : ૭

ખંડ : ૩ (૩+૨+૨)

તાલીની માત્રા : ૪ અને ૬

ખાલીની માત્રા : ૧

| તી | તી | ના | ધી | ના | ધી | ના |
|---|---|---|---|---|---|---|
| ૧<br>× | ૨ | ૩ | ૪<br>૧ | ૫ | ૬<br>૨ | ૭ |

## તાલ દીપચન્દી :

માત્રા : ૧૪

ખંડ : ૪ (૩+૪+૩+૪)

તાલીની માત્રા : ૧, ૪ અને ૧૧

ખાલીની માત્રા : ૮

| ધા | ધીં | - | ધા | ગે | તીં | - | તા | તીં | - | ધા | ગે | ધીં | - |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧<br>× | ૨ | ૩ | ૪<br>૨ | ૫ | ૬ | ૭ | ૮<br>૦ | ૯ | ૧૦ | ૧૧<br>૩ | ૧૨ | ૧૩ | ૧૪ |

## તાલ કહેરવા :

માત્રા : ૮

ખંડ : ૨ (૪+૪)

તાલીની માત્રા : ૧

ખાલીની માત્રા : ૫

| ધા | ગે | ન | તી | ન | ક | ધી | ન |
|---|---|---|---|---|---|---|---|
| ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ |

તાલના સંદર્ભમાં કેટલાંક પારિભાષિક શબ્દોની વ્યાખ્યા પ્રસ્તુત કરું છું.

## સમ :

કોઈપણ તાલની પહેલી માત્રાને સમ કહે છે કે જ્યાં પૂરી લયનું વજન આવે છે. સમ એ કોઈપણ તાલની પહેલી અને સૌથી વધુ વજનદાર માત્રા છે. સમ દર્શાવવા માટે × ચિહ્નનો પ્રયોગ કરવામાં આવે છે.

## તાલી :

તાલમાં આઘાતના સ્થાનને તાલી કહે છે. સમ સિવાયના તાલીના સ્થાન દર્શાવવા અંકોનો પ્રયોગ કરવામાં આવે છે.

## ખાલી :

તાલની એ વિષમ માત્રા કે જેનાથી તાલનું સ્વરૂપ નિર્ધારિત થાય છે એને ખાલી કહેવામાં આવે છે. ખાલી દર્શાવવા માટે ૦ ચિહ્નનો પ્રયોગ કરવામાં આવે છે.

સમ, તાલી અને ખાલીની ઉપરોક્ત વ્યાખ્યા એક સંગીતકાર જ સારી રીતે સમજી શકે છે, પરંતુ સરળ શબ્દોમાં એમ કહી શકાય કે કોઈ રચનાના ગાયન દરમિયાન શ્રોતાગણ તાળી વગાડીને સાથ આપે તો તેઓની તાળીઓનું સ્થાન રચનામાં પ્રયુક્ત તાલના દરેક ખંડની પહેલી માત્રા પર હશે, એટલે કે શ્રોતાગણની તાળીઓનું સ્થાન રચનામાં પ્રયુક્ત તાલના સમ, તાલી અને ખાલી પર હશે. જેમકે  ઝપતાલમાં તાલબદ્ધ થયેલી રચનામાં શ્રોતાગણ તાળી વગાડીને સાથ આપે તો તેઓની તાળીઓનું સ્થાન ઝપતાલની ૧, ૩, ૬ અને ૮ મી માત્રા પર (અનુક્રમે ઝપતાલના સમ, તાલી, ખાલી અને તાલી પર) હશે.

આપણે ઊપર જોયું કે કોઈપણ તાલના દરેક ખંડની પહેલી માત્રા તાલની અન્ય માત્રાની સરખામણીમાં વધુ વજનદાર હોય છે તથા પહેલા ખંડની પહેલી માત્રા (સમ) અન્ય ખંડની પહેલી માત્રાની સરખામણીમાં વધુ વજનદાર હોય છે. સંગીતના તાલના આધારે ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિનાં મુખ્ય અને ગૌણ પદ્યભાર નિશ્ચિત કરવા માટે જે તે પ્રકારની સંધિને અનુરૂપ તાલમાં લઘુ-ગુરુ અક્ષરોને એવી રીતે ગોઠવવાના રહેશે કે જેથી લઘુઅક્ષરની એક માત્રા અને ગુરુઅક્ષરની બે માત્રા ગણતાં તાલના દરેક ખંડની પહેલી માત્રા પર બને ત્યાં સુધી ગુરુઅક્ષર જ આવે. ત્યારબાદ સમના આધારે (તાલની પહેલી અને સૌથી વધુ વજનદાર માત્રાના આધારે) મૂળ સંધિ નિશ્ચિત કરીશું કે જેના પહેલા અક્ષર પર જ મુખ્ય પદ્યભાર હશે. જે તે પ્રકારની સંધિને અનુરૂપ તાલના પહેલા ખંડની પહેલી માત્રાના આધારે (સમના આધારે) મૂળ

સંધિનો મુખ્ય પદ્યભાર સ્થાપિત કરી શકાય છે તથા બીજા ખંડની પહેલી માત્રાના આધારે મૂળ સંધિનો ગૌણ પદ્યભાર સ્થાપિત કરી શકાય છે. જે તે પ્રકારની મૂળ સંધિના મુખ્ય અને ગૌણ પદ્યભારના આધારે ઉપરોક્ત પદ્ધતિથી દરેક પ્રકારની બાકીની સંધિના પણ મુખ્ય અને ગૌણ પદ્યભાર પણ સ્થાપિત કરી શકાય છે. આ રીતે પંચકલ, ષટ્કલ, સપ્તકલ અને અષ્ટકલ પ્રકારની મૂળ સંધિ તથા મૂળ સંધિના મુખ્ય અને ગૌણ પદ્યભાર નિશ્ચિત કર્યા બાદ એ મૂળ સંધિના આધારે ગઝલના છંદોમાં પ્રયુક્ત અન્ય સંધિઓ તથા એનાં મુખ્ય અને ગૌણ પદ્યભાર પણ નિશ્ચિત કરી શકાશે. મૂળ સંધિનો પ્રયોગ ગઝલના છંદોમાં થતો પણ હોય અથવા ન પણ થતો હોય એવું બની શકે છે.

મુખ્ય પદ્યભારવાળા અક્ષરને ઊપર ટપકું કરીને અને ગૌણ પદ્યભારવાળા અક્ષરને નીચે ટપકું કરીને દર્શાવ્યા છે.

## : પંચકલ સંધિ :

પંચકલ સંધિમાં એક લઘુઅક્ષર અને બે ગુરૂઅક્ષર પ્રયુક્ત થાય છે કે જેની કુલ માત્રા પાંચ થાય છે. ૧૦ માત્રાના ઝપતાલમાં પંચકલ સંધિ બે વાર નીચે મુજબ આવી શકે છે.

| ગાં | - | ગ઼ા | - | લ | ગાં | - | ગ઼ા | - | લ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧<br>× | ૨ | ૩<br>૨ | ૪ | ૫ | ૬<br>૦ | ૭ | ૮<br>૩ | ૯ | ૧૦ |

ઉપર ઝપતાલની ૧ થી ૫ માત્રા અને ૬ થી ૧૦ માત્રા એ બંનેમાંથી મૂળ પંચકલ સંધિ ગાંગ઼ાલ પ્રાપ્ત થાય છે. ગાંગ઼ાલ સંધિના આધારે અન્ય પંચકલ સંધિ લગાંગ઼ા અને ગ઼ાલગાં પ્રાપ્ત થાય છે.

## : ષટ્કલ સંધિ :

ષટ્કલ સંધિમાં બે લઘુઅક્ષર અને બે ગુરૂઅક્ષર પ્રયુક્ત થાય છે કે જેની કુલ માત્રા છ થાય છે. ગઝલના છંદોમાં બે પ્રકારની ષટ્કલ સંધિ પ્રયુક્ત થાય છે.

| | |
|---|---|
| (૧) | બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતાં હોય એવી ષટ્કલ સંધિ |
| (૨) | બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતાં હોય એવી ષટ્કલ સંધિ |

: બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતાં હોય એવી મૂળ ષટ્કલ સંધિ :

૬ માત્રાના તાલ દાદરામાં બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતાં હોય એવી ષટ્કલ સંધિ નીચે મુજબ આવી શકે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગાં | - | લ | ગ઼ા | - | લ |
| ૧<br>× | ૨ | ૩ | ૪<br>૦ | ૫ | ૬ |

તાલ દાદરાના આધારે બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતાં હોય એવી મૂળ ષટ્કલ સંધિ ગાંલગ઼ાલ અથવા ગ઼ાલગાંલ પ્રાપ્ત થાય છે કારણ કે ષટ્કલ સંધિ ગાલગાલ એ ત્રિકલ સંધિ ગાલ નું આવર્તિત સ્વરૂપ છે.

ગાંલગ઼ાલ અથવા ગ઼ાલગાંલ સંધિના આધારે બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતાં હોય એવી અન્ય ષટ્કલ સંધિ લગાંલગ઼ા અથવા લગ઼ાલગાં પ્રાપ્ત થાય છે.

: બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતાં હોય એવી મૂળ ષટ્કલ સંધિ :

૬ માત્રાના તાલ દાદરામાં બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતાં હોય એવી ષટ્કલ સંધિ નીચે મુજબ આવી શકે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગાં | - | લ | લ઼ | ગા | - |
| ૧<br>× | ૨ | ૩ | ૪<br>૦ | ૫ | ૬ |

તાલ દાદરાના આધારે બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતાં હોય એવી મૂળ ષટ્કલ સંધિ ગાંલલ઼ગા પ્રાપ્ત થાય છે. ગાંલલ઼ગા સંધિના આધારે બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતાં હોય એવી અન્ય ષટ્કલ સંધિ લલ઼ગાગાં અને ગાગાંલલ઼ પ્રાપ્ત થાય છે.

## : સપ્તકલ સંધિ :

સૌપ્રથમ એમ માની લઈએ કે સપ્તકલ સંધિમાં એક લઘુઅક્ષર અને ત્રણ ગુરુઅક્ષર પ્રયુક્ત થાય છે. સપ્તકલ સંધિની કુલ માત્રા સાત થાય છે. ૭ માત્રાના તાલ રૂપકમાં સપ્તકલ સંધિ નીચે મુજબ આવી શકે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ગાં | - | લ | ગ઼ા | - | ગા | - |
| ૧<br>× | ૨ | ૩ | ૪<br>૧ | ૫ | ૬<br>૨ | ૭ |

તાલ રૂપકના આધારે ત્રણ ગુરુઅક્ષરો પ્રયુક્ત થતાં હોય એવી મૂળ સપ્તકલ સંધિ ગાંલગ઼ાગા પ્રાપ્ત થાય છે.

૧૪ માત્રાના તાલ દીપચન્દીમાં એક લઘુઅક્ષર અને ત્રણ ગુરુઅક્ષર પ્રયુક્ત થતાં હોય એવી સપ્તકલ સંધિ બે વાર નીચે મુજબ આવી શકે છે.

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગાં | - | લ | ગ઼ા | - | ગા | - | ગાં | - | લ | ગ઼ા | - | ગા | - |
| ૧<br>× | ૨ | ૩ | ૪<br>૨ | ૫ | ૬ | ૭ | ૮<br>૦ | ૯ | ૧૦ | ૧૧<br>૩ | ૧૨ | ૧૩ | ૧૪ |

તાલ દીપચન્દીની ૧ થી ૭ માત્રા અને ૮ થી ૧૪ માત્રા એ બંનેમાંથી પણ ત્રણ ગુરુઅક્ષરો પ્રયુક્ત થતાં હોય એવી મૂળ સપ્તકલ સંધિ ગાંલગ઼ાગા જ પ્રાપ્ત થાય છે.

ગાંલગ઼ાગા સંધિના આધારે ત્રણ ગુરુઅક્ષરો પ્રયુક્ત થતાં હોય એવી અન્ય સપ્તકલ સંધિ લગ઼ાગાગાં, ગાગાંલગ઼ા અને ગ઼ાગાગાંલ પ્રાપ્ત થાય છે.

ગાંલગ઼ાગા સંધિના પદ્યભાર વિનાના છેલ્લા ગુરુઅક્ષરના સ્થાન પર બે લઘુઅક્ષરો લેવાથી ત્રણ લઘુઅક્ષરોના પ્રયોગવાળી મૂળ સપ્તકલ સંધિ ગાંલગ઼ાલલ  પ્રાપ્ત થાય છે.

ગાંલગ઼ાલલ સંધિના આધારે ત્રણ લઘુઅક્ષરો પ્રયુક્ત થતાં હોય એવી અન્ય સપ્તકલ સંધિ લગ઼ાલલગાં, લલગાંલગ઼ા અને ગ઼ાલલગાંલ પ્રાપ્ત થાય છે.

## : અષ્ટકલ સંધિ :

સૌપ્રથમ એમ માની લઈએ કે અષ્ટકલ સંધિમાં ચાર ગુરુઅક્ષર પ્રયુક્ત થાય છે કે જેની કુલ માત્રા આઠ થાય છે. ૮ માત્રાના તાલ કહેરવામાં અષ્ટકલ સંધિ નીચે મુજબ આવી શકે છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ગાં | - | ગા | - | ગ઼ા | - | ગા | - |
| ૧<br>× | ૨ | ૩ | ૪ | ૫<br>૦ | ૬ | ૭ | ૮ |

તાલ કહેરવાના આધારે મૂળ અષ્ટકલ સંધિ ગાંગાગ઼ાગા પ્રાપ્ત થાય છે. અષ્ટકલ સંધિમાં પ્રયુક્ત ચાર ગુરુઅક્ષરો પૈકી કયો ગુરુઅક્ષર પહેલી માત્રા પર સ્થિત છે એ નક્કી કરવું મુશ્કેલ છે, પરંતુ ફક્ત ગુરુઅક્ષરોના પ્રયોગવાળા છંદોની રચનાના પઠન અથવા ગાયન દ્વારા ગાગાગાગા સંધિના પહેલા અથવા બીજા ગુરુઅક્ષર પર પદ્યભાર અનુભવી શકાય છે. આમ મૂળ અષ્ટકલ સંધિ ગાગાગાગા બે રીતે પ્રાપ્ત થાય છે, ગાંગાગ઼ાગા અથવા ગાગાંગાગ઼ા.

ગાંગાગ઼ાગા સંધિના પદ્યભાર વિનાના કોઈ એક કે બંને ગુરુઅક્ષરોના સ્થાન પર બે લઘુઅક્ષરો લેવાથી અન્ય અષ્ટકલ સંધિ ગાંલલગ઼ાગા, ગાંગાગ઼ાલલ અને ગાંલલગ઼ાલલ પ્રાપ્ત થાય છે. ગાંગાગ઼ાગા સંધિના પહેલા બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લેવાથી અષ્ટકલ સંધિ લંગાલગ઼ાગા અને છેલ્લા બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લેવાથી અષ્ટકલ સંધિ ગાંગાલ઼ગાલ પ્રાપ્ત થાય છે.

ગાગાંગાગ઼ા સંધિના પદ્યભાર વિનાના કોઈ એક કે બંને ગુરુઅક્ષરોના સ્થાન પર બે લઘુઅક્ષરો લેવાથી અન્ય અષ્ટકલ સંધિ લલગાંગાગ઼ા, ગાગાંલલગ઼ા અને લલગાંલલગ઼ા પ્રાપ્ત થાય છે. ગાગાંગાગ઼ા સંધિના વચ્ચેના બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લેવાથી અષ્ટકલ સંધિ ગાલંગાલગ઼ા પ્રાપ્ત થાય છે.

બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લેવા માટે એ બે ગુરુઅક્ષરો ગાંગા અથવા ગ઼ાગા સ્વરૂપે જ હોવા જોઈએ. ગાગાં અથવા ગાગ઼ા સ્વરૂપના બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લઈ શકાય નહીં. એટલે કે જે બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લેવામાં આવે એ બે ગુરુઅક્ષરો પૈકી પહેલા ગુરુઅક્ષર પર મુખ્ય અથવા ગૌણ પદ્યભાર સ્થિત હોવો જ જોઈએ.

ગઝલનાં છંદોની રચનાની આ પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ મૂળ પંચકલ સંધિ ગાંગ઼ાલ અને મૂળ ષટ્કલ સંધિ ગાંલગ઼ાલ અથવા ગ઼ાલગાંલનો પ્રયોગ ગઝલના છંદોમાં થતો નથી કારણ કે સંધિનો અંત્યાક્ષર લઘુઅક્ષર છે જ્યારે મૂળ ષટ્કલ સંધિ ગાંલલ઼ગા, મૂળ સપ્તકલ સંધિ ગાંલગ઼ાગા અને મૂળ અષ્ટકલ સંધિ ગાંગાગ઼ાગા અથવા ગાગાંગાગ઼ાનો પ્રયોગ ગઝલના છંદોમાં થાય છે કારણ કે સંધિનો અંત્યાક્ષર ગુરુઅક્ષર છે.

ગઝલમાં સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે આવતા નથી. તેથી બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવતા હોય એવી સંધિની યાદી પ્રસ્તુત કરું છું કે જે દરેક સંધિના મુખ્ય અને ગૌણ પદ્યભાર આપણે ઉપર જોઈ ગયા છે. આ યાદીને બે વિભાગમાં પ્રસ્તુત કરું છું, અંત્યાક્ષર ગુરુઅક્ષર હોય એવી સંધિ અને અંત્યાક્ષર લઘુઅક્ષર હોય એવી સંધિ.

**અંત્યાક્ષર ગુરુઅક્ષર હોય અને બેથી વધુ લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતા હોય એવી સંધિનાં મુખ્ય અને ગૌણ પદ્યભાર (ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)**

: પંચકલ સંધિ :

લગાંગ઼ા

ગ઼ાલગાં

: ષટ્કલ સંધિ :

લગાંલગ઼ા અથવા લગ઼ાલગાં

લલ઼ગાગાં

ગાંલલ઼ગા

: સપ્તકલ સંધિ :

લગ઼ાગાગાં

ગાંલગ઼ાગા

ગાગાંલગ઼ા

લલગાંલગ઼ા

લગ઼ાલલગાં

: અષ્ટકલ સંધિ :

ગાંગાગ઼ાગા અથવા ગાગાંગાગ઼ા

લંગાલગ઼ાગા

લલગાંગાગ઼ા

ગાંલલગ઼ાગા

ગાગાંલલગ઼ા

લલગાંલલગ઼ા

ગાલંગાલગ઼ા

**અંત્યાક્ષર લઘુઅક્ષર હોય અને બેથી વધુ લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત ન થતા હોય એવી સંધિનાં મુખ્ય અને ગૌણ પદ્યભાર (ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)**

: પંચકલ સંધિ :

ગાંગ઼ાલ

: ષટ્કલ સંધિ :

ગાંલગ઼ાલ અથવા ગ઼ાલગાંલ

ગાગાંલલ઼

: સપ્તકલ સંધિ :

ગાંલગ઼ાલલ

ગ઼ાગાગાંલ

ગ઼ાલલગાંલ

: અષ્ટકલ સંધિ :

ગાંગાગ઼ાલલ

ગાંલલગ઼ાલલ

ગાંગાલ઼ગાલ

ઉપરોક્ત સંધિઓના અભ્યાસ પરથી નીચે મુજબના કેટલાંક તારણો કાઢી શકાય છે.

| | |
|---|---|
| (૧) | કોઈપણ સંધિમાં મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર બે સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ થયો નથી. |
| (૨) | જે સંધિમાં મુખ્ય અથવા ગૌણ પદ્યભાર લઘુઅક્ષર પર સ્થિત હોય તે સંધિમાં મુખ્ય અથવા ગૌણ પદ્યભારવાળા લઘુઅક્ષર પછી ગુરુઅક્ષરનો જ પ્રયોગ થયો છે. |
| (૩) | મુખ્ય અને ગૌણ એ બંને પદ્યભાર લઘુઅક્ષર પર જ સ્થિત હોય એવી એકપણ સંધિ પ્રયુક્ત થતી નથી. |
| (૪) | કોઈપણ એક સંધિના એક થી વધુ આવર્તનોનો પ્રયોગ કરવાથી પ્રાપ્ત સ્વરૂપમાં પણ બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરો એકસાથે આવતાં નથી. |
| (૫) | દરેક પંચકલ સંધિમાં મુખ્ય પદ્યભારથી અને ગૌણ પદ્યભારથી અનુક્રમે દ્વિકલ (ગા) અને ત્રિકલ (ગાલ) સ્પષ્ટ રીતે છુટા પાડી શકાય છે. |
| (૬) | દરેક ષટ્કલ સંધિમાં એક ત્રિકલ (ગાલ) મુખ્ય પદ્યભારથી અને બીજું ત્રિકલ (ગાલ અથવા લગા) ગૌણ પદ્યભારથી એમ બે ત્રિકલ સ્પષ્ટ રીતે છુટા પાડી શકાય છે. |
| (૭) | દરેક સપ્તકલ સંધિમાં મુખ્ય પદ્યભારથી અને ગૌણ પદ્યભારથી અનુક્રમે ત્રિકલ (ગાલ) અને ચતુષ્કલ (ગાગા અથવા ગાલલ) સ્પષ્ટ રીતે છુટા પાડી શકાય છે. |
| (૮) | દરેક અષ્ટકલ સંધિમાં એક ચતુષ્કલ (ગાગા અથવા ગાલલ અથવા લગાલ) મુખ્ય પદ્યભારથી અને બીજું ચતુષ્કલ (ગાગા અથવા ગાલલ અથવા લગાલ) ગૌણ પદ્યભારથી એમ બે ચતુષ્કલ સ્પષ્ટ રીતે છુટા પાડી શકાય છે. |
| (૯) | જે અષ્ટકલ સંધિમાં બે લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતા ન હોય એવી અષ્ટકલ સંધિમાં બે લઘુઅક્ષરની વચ્ચે એક થી વધુ ગુરુઅક્ષર પ્રયુક્ત થતાં નથી. |

| | |
|---|---|
| (૧૦) | લંગાલગ઼ાગા અને ગાલંગાલગ઼ા એ બે અષ્ટકલ સંધિમાં જ મુખ્ય પદ્યભાર લઘુઅક્ષર પર સ્થિત છે કારણ કે એ બંને સંધિ અનુક્રમે ગાંગાગ઼ાગા અને ગાગાંગાગ઼ા સંધિના જ સ્વરૂપ છે. |

ફક્ત અષ્ટકલ સંધિમાં મુખ્ય અથવા ગૌણ પદ્યભારથી શરુ થતાં બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લેવાની છૂટ છે. એટલે કે જે બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લેવામાં આવે એ બે ગુરુઅક્ષરો પૈકી પહેલા ગુરુઅક્ષર પર મુખ્ય અથવા ગૌણ પદ્યભાર સ્થિત હોવો જ જોઈએ. બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લેવા માટે એ બે ગુરુઅક્ષરો ગાંગા અથવા ગ઼ાગા સ્વરૂપે જ હોવા જોઈએ. ગાગાં અથવા ગાગ઼ા સ્વરૂપના બે ગુરુઅક્ષરોના સ્થાન પર લગાલ લઈ શકાય નહીં. લગાલ સંધિનો પ્રયોગ એકસાથે એકથી વધુ વખત કરી શકાય નહીં તથા છંદના અંતે પણ કરી શકાય નહીં. લગાલ સંધિનો પ્રયોગ એકસાથે એકથી વધુ વખત કરવાથી છંદની પ્રવાહિતામાં અવરોધ ઊભો થાય છે.

ઉપરોક્ત નિયમના અપવાદ રૂપે કોઈકવાર ગાંગાગ઼ાગા સંધિના વિકલ્પ રૂપે ગાંલગાલગા સંધિનો પ્રયોગ પણ જોવા મળે છે કે જેમાં ગૌણ પદ્યભારની માત્રા સ્પષ્ટ રૂપે દેખાતી નથી. ગાંલગાલગા સંધિના કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાશે નહીં કારણ કે એમ કરવાથી બેથી વધુ સ્પષ્ટ ઉચ્ચારવાળા લઘુઅક્ષરો એકસાથે આવી જશે. બને ત્યાં સુધી ગાંગાગ઼ાગા સંધિના વિકલ્પ રૂપે ગાંલગાલગા સંધિનો પ્રયોગ ટાળવો જોઈએ.

ગઝલના છંદશાસ્ત્ર અનુસાર પંક્તિને (મિસરા) અંતે આવતા લઘુઅક્ષરને અલગ ન ગણતાં એ પહેલાનાં ગુરુઅક્ષરમાં જ સમાવિષ્ટ કરી દેવામાં આવે છે એટલે કે પંક્તિના અંતિમ લઘુઅક્ષરને તે પહેલાનાં ગુરુઅક્ષર સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવામાં આવે છે. આમ આપણી પદ્યભાર આધારિત પદ્ધતિ મુજબ અંત્યાક્ષર ગુરુઅક્ષરવાળી સંધિ જ ગઝલના છંદોમાં પ્રયુક્ત થશે.

જે સંધિના આવર્તિત સ્વરૂપના છંદોની ગઝલો જોવા મળતી હોય એવી સંધિને મુખ્ય સંધિ કહીશું અને જે સંધિનો પ્રયોગ મુખ્ય સંધિના વિકલ્પ રૂપે જ થતો હોય એવી સંધિને ગૌણ સંધિ કહીશું. ગૌણ સંધિના આવર્તિત સ્વરૂપના છંદોની ગઝલો જવલ્લે જ જોવા મળતી હોય છે.

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી મુખ્ય સંધિ :

(ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

(૦૧) લગાંગ઼ા

(૦૨) ગ઼ાલગાં

(૦૩) લગાંલગ઼ા અથવા લગ઼ાલગાં

(૦૪) લલ઼ગાગાં

(૦૫) ગાંલલ઼ગા

(૦૬) લગ઼ાગાગાં

(૦૭) ગાંલગ઼ાગા

(૦૮) ગાગાંલગ઼ા

(૦૯) લલગાંલગ઼ા

(૧૦) લગ઼ાલલગાં

(૧૧) ગાંગાગ઼ાગા અથવા ગાગાંગાગ઼ા

(૧૨) લંગાલગ઼ાગા

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી ગૌણ સંધિ :

(ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

(૦૬) લગ઼ાગાગાં = લગ઼ાલલગાં

(૦૭) ગાંલગ઼ાગા = ગાંલગ઼ાલલ

(૦૮) ગાગાંલગ઼ા = લલગાંલગ઼ા

(૧૧) ગાંગાગ઼ાગા = લંગાલગ઼ાગા, ગાંલલગ઼ાગા, ગાંગાગ઼ાલલ, ગાંલલગ઼ાલલ, ગાંગાલ઼ગાલ.

(૧૧) ગાગાંગાગ઼ા = લલગાંગાગ઼ા, ગાગાંલલગ઼ા, લલગાંલલગ઼ા, ગાલંગાલગ઼ા.

છંદોના નિરૂપણ માટે ફક્ત મુખ્ય પદ્યભારને જ ધ્યાનમાં લેવામાં આવે છે. સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે. એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોના પ્રયોગની છૂટ ઉપરોક્ત નિયમને આધીન ફક્ત અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા'ના આવર્તિત સ્વરૂપના છંદો પુરતી જ મર્યાદિત રાખવી હિતાવહ છે.

ગઝલના છંદોમાં પ્રયુક્ત થતી ગૌણ સંધિની યાદી પરથી કયા ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય એ બાબત સરળતાથી સમજી શકાશે. ગૌણ સંધિનો પ્રયોગ અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા'ના વિકલ્પ પુરતો જ એ રીતે મર્યાદિત રાખવો જોઈએ કે જેથી છંદનો અંત્યાક્ષર ગુરુઅક્ષર જ આવે એટલે કે અંત્યાક્ષર લઘુઅક્ષર હોય એવી ગૌણ સંધિનો પ્રયોગ છંદમાં અંતિમ સંધિના વિકલ્પ રૂપે કરી શકાય નહીં.

પંચકલ અને ષટ્કલ સંધિના પ્રયોગવાળા છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરવાની છૂટ લેવાની કોઈ શક્યતા રહેતી નથી જયારે સપ્તકલ સંધિના પ્રયોગવાળા છંદોમાં આવી છૂટ કોઈકવાર લઈ શકાય છે. અરૂઝમાં મૂળભૂત સંધિમાં લલગાંલગ઼ા અને લગ઼ાલલગાં સંધિનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે જે અનુક્રમે ગાગાંલગ઼ા અને લગ઼ાગાગાં સંધિનું જ સ્વરૂપ છે.

'ગની' દહીંવાળાની 'લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગા' છંદની એક ગઝલનો મતલા અને બે શેર આ સંદર્ભમાં પ્રસ્તુત છે.

ન આવી હદ સિતમગરના દમનની,
વટાવી હું ગયો સીમા સહનની.
ન હોતે પ્રેમનાં ઝરણાં મધુરાં,
તો ખારી થઈ જતે સરિતા જીવનની.
કયો સાગર છે એનું લક્ષ્ય-બિંદુ,
વહી ક્યાં જાય છે સરિતા જીવનની.

ઉપરોક્ત બંને શેરમાં 'સરિતા' શબ્દ કે જેનું સ્વરૂપ 'લલગા' હોવા છતાં 'ગાગા' સ્વરૂપે એ રીતે પ્રયોજાયો છે કે જેથી 'સરિ' અક્ષરો પદ્યભાર વિનાના ગુરુઅક્ષર પર 'લલ' સ્વરૂપે આવે.

આ જ સંદર્ભમાં 'શૂન્ય' પાલનપુરીની 'ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા' છંદની એક ગઝલનો મતલા અને એક શેર આ સંદર્ભમાં પ્રસ્તુત છે.

જીવતરમાં આશનું છળ હોય ના કારણ વગર,
ડગલે પગલે મોત આગળ હોય ના કારણ વગર.
પ્યાસને પંપાળવાનું માત્ર એ પરિણામ છે,
પ્રાણ મારા રણમાં મૃગજળ હોય ના કારણ વગર.

ઉપરોક્ત શેરમાં ‘પરિણામ’ શબ્દ કે જેનું સ્વરૂપ ‘લલગાલ’ હોવા છતાં ‘ગાગાલ’ સ્વરૂપે એ રીતે પ્રયોજાયો છે કે જેથી ‘પરિ’ અક્ષરો પદ્યભાર વિનાના ગુરુઅક્ષર પર ‘લલ’ સ્વરૂપે આવે.

અંતે અગાઉ જોઈ ગયેલ ગઝલના ૩૦ છંદોની યાદી મુખ્ય અને ગૌણ પદ્યભાર તથા તર્ક-સંગત નામ સહિત પ્રસ્તુત કરું છું.

(ઊપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

| | |
|---|---|
| ૦૧ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા |
| ૦૨ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા-ગા |
| ૦૩ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૮લગાંગ઼ા |
| ૦૪ | ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં<br>તર્ક-સંગત નામ : ૪ગ઼ાલગાં |
| ૦૫ | ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગ઼ાલગાં-લગા |
| ૦૬ | ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં<br>તર્ક-સંગત નામ : ૮ગ઼ાલગાં |
| ૦૭ | લગાંલગ઼ા લગાંલગ઼ા લગાંલગ઼ા લગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪લગાંલગ઼ા |
| ૦૮ | ગાંલગ઼ા લગાંલગ઼ા ગાંલગ઼ા લગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(-લ+૨લગાંલગ઼ા) |
| ૦૯ | ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં<br>તર્ક-સંગત નામ : -લલ+૪લલ઼ગાગાં |

| | |
|---|---|
| ૧૦ | લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગાગાં<br>તર્ક-સંગત નામ : ૪લગ઼ાગાગાં |
| ૧૧ | લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગા<br>તર્ક-સંગત નામ : ૩લગ઼ાગાગાં-ગા |
| ૧૨ | ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગાંલગ઼ાગા-ગા |
| ૧૩ | ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૩ગાંલગ઼ાગા-ગા |
| ૧૪ | ગાંલગ઼ાગા ગાંલગ઼ા ગાંલગ઼ાગા ગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(૨ગાંલગ઼ાગા-ગા) |
| ૧૫ | ગાગાંલગ઼ા ગાગાંલગ઼ા ગાગાંલગ઼ા ગાગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગાગાંલગ઼ા |
| ૧૬ | લલગાંલગ઼ા લલગાંલગ઼ા લલગાંલગ઼ા લલગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪લલગાંલગ઼ા |
| ૧૭ | લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા<br>તર્ક-સંગત નામ : ૪લંગાલગ઼ાગા |
| ૧૮ | ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા<br>તર્ક-સંગત નામ : ૪ગાંગાગ઼ાગા<br>અથવા<br>ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગાગાંગાગ઼ા |
| ૧૯ | ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગાંગાગ઼ાગા-ગા |

| | |
|---|---|
| ૨૦ | ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા<br>તર્ક-સંગત નામ : ૨ગાંગાગ઼ાગા<br>અથવા<br>ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨ગાગાંગાગ઼ા |
| ૨૧ | ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨ગાંગાગ઼ાગા-ગા |
| ૨૨ | ગાગાંગાગ઼ા ગાગાં ગાગાંગાગ઼ા ગાગાં<br>તર્ક-સંગત નામ : ૨(૨ગાગાંગાગ઼ા-ગાગા) |
| ૨૩ | ગાગાંલગ઼ા લગાંગ઼ા ગાગાંલગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(ગાગાંલગ઼ા+લગાંગ઼ા) |
| ૨૪ | લલગાંલગ઼ા લગાંગ઼ા લલગાંલગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(લલગાંલગ઼ા+લગાંગ઼ા) |
| ૨૫ | ગાંલલ઼ગા લગાંલગ઼ા ગાંલલ઼ગા લગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(ગાંલલ઼ગા+લગાંલગ઼ા) |
| ૨૬ | ગાગાં લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં<br>તર્ક-સંગત નામ : -લલ+૨(લલ઼ગાગાં+લગ઼ાલગાં) |
| ૨૭ | લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા<br>તર્ક-સંગત નામ : ૨(લગ઼ાલગાં+લલ઼ગાગાં)-ગા |
| ૨૮ | ગાલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગા<br>તર્ક-સંગત નામ : લ+૪લલ઼ગાગાં-ગા |
| ૨૯ | ગાલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગા<br>તર્ક-સંગત નામ : લ+૩લલ઼ગાગાં-ગા |

| | |
|---|---|
| ૩૦ | ગાલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા<br>તર્ક-સંગત નામ : લ+લલ઼ગાગાં+લગ઼ાલગાં+લલ઼ગાગાં-ગા |

છંદ ક્રમાંક ૨૭, ૨૮, ૨૯ અને ૩૦ માં છેલ્લી સંધિ લલ઼ગાગાં પ્રયુક્ત થાય છે. આ લલ઼ગાગાં સંધિના છેલ્લા ગુરુઅક્ષરનો લોપ કરવાથી છેલ્લી સંધિ લલ઼ગા પ્રાપ્ત થાય છે કે જેમાં બે સ્પષ્ટ લઘુઅક્ષરોના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો અથવા એક ગુરુઅક્ષરનો પ્રયોગ કરવાની છૂટ છે. આમ છંદ ક્રમાંક ૨૭, ૨૮, ૨૯ અને ૩૦ માં છેલ્લી સંધિ લલગા અને ગાગા એ બંને સ્વરૂપે સ્વીકાર્ય છે.

છંદ ક્રમાંક ૨૮, ૨૯ અને ૩૦ માં પહેલી સંધિ ગાલ઼ગાગાં પ્રયુક્ત થાય છે કે જેમાં મુખ્ય પદ્યભાર સંધિના પહેલા ગુરુઅક્ષરને (ગાંલગ઼ાગા) બદલે સંધિના છેલ્લા ગુરુઅક્ષર (ગાલ઼ગાગાં) પર સ્થિત છે. લલ઼ગાગાં સંધિની શરૂઆતમાં એક લઘુઅક્ષર ઉમેરતાં લલલ઼ગાગાં સંધિ પ્રાપ્ત થાય છે. ગઝલના છંદોમાં બે થી વધુ લઘુઅક્ષર એકસાથે પ્રયુક્ત થતા નથી. આ આધાર પર લલલ઼ગાગાં સંધિના બીજા અને ત્રીજા લઘુઅક્ષર મળીને એક ગુરુઅક્ષર ગણતાં લગાગાગાં સંધિ પ્રાપ્ત થાય છે કે જેનો સમાવેશ ગઝલના છંદોમાં પ્રયુક્ત સંધિની યાદીમાં થઈ જ ગયો છે, પરંતુ લલલ઼ગાગાં સંધિના પહેલા અને બીજા લઘુઅક્ષર મળીને એક ગુરુઅક્ષર ગણતાં ગાલ઼ગાગાં સંધિ પ્રાપ્ત થાય છે કે જેનો મુખ્ય પદ્યભાર સંધિના પહેલા ગુરુઅક્ષરને (ગાંલગ઼ાગા) બદલે સંધિના છેલ્લા ગુરુઅક્ષર (ગાલ઼ગાગાં) પર સ્થિત છે. ગાલ઼ગાગાં સંધિ કે જેનો મુખ્ય પદ્યભાર સંધિના છેલ્લા ગુરુઅક્ષર પર સ્થિત છે એનો પ્રયોગ ષટ્કલ સંધિ લલ઼ગાગાં અને લગ઼ાલગાં સાથે મિશ્ર રૂપે જ થયેલો જોવા મળે છે. ષટ્કલ સંધિ લલ઼ગાગાં અને લગ઼ાલગાં નાં પદ્યભાર પણ સંધિના છેલ્લા ગુરુઅક્ષર પર જ સ્થિત છે. છંદ ક્રમાંક ૨૮, ૨૯ અને ૩૦ માં કોઈકવાર પહેલી સંધિ ગાલ઼ગાગાં ના સ્થાન પર લગાગાગાં પણ પ્રયુક્ત થયેલી જોવા મળે છે.

લઘુઅક્ષરની એક માત્રા અને ગુરુઅક્ષરની બે માત્રા ગણતાં છંદ ક્રમાંક ૨૫ સિવાય બધા જ અખંડિત પ્રકારના છંદોમાં (શુદ્ધ અને મિશ્ર બંને) મુખ્ય પદ્યભાર સમાન માત્રાના અંતરે સ્થિત છે અને બધા જ ખંડિત પ્રકારના છંદોમાં (શુદ્ધ અને મિશ્ર બંને) ફક્ત લોપના સ્થાન પર લોપ કરેલ અક્ષરની માત્રા જેટલી જ મુખ્ય પદ્યભારના અંતરમાં વિષમતા રહે છે જે સ્વીકાર્ય છે. છંદ ક્રમાંક ૨૫ માં સંધિના મિશ્રણના કારણે મુખ્ય પદ્યભારના અંતરમાં વિષમતા રહેલી છે અને તેથી જ એમાં મુખ્ય પદ્યભાર અનુક્રમે ૭ અને ૫ માત્રાના અંતર પર સ્થિત છે. જે છંદમાં સંધિના મિશ્રણના કારણે મુખ્ય પદ્યભારના અંતરમાં વિષમતા જેટલી વધુ હશે એટલી એ છંદની પ્રવાહિતા અને ગેય-તત્વ પણ ઓછાં થઈ જશે અને એ છંદની પ્રચલિત થવાની સંભાવના પણ ઓછી થઈ જશે.

## (૮)
## ગઝલના છંદો સાથે સમાનતા ધરાવતા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો અને માત્રામેળ છંદો તથા તુલનાત્મક ચર્ચા

ગઝલ એ આજનો સૌથી વધુ ખેડાતો કાવ્ય-પ્રકાર છે. ગઝલના અતિપ્રચલિત થવાનું એક મુખ્ય કારણ ગઝલના છંદોની પ્રવાહિતા પણ છે. ગઝલના છંદો લાગત્મક સ્વરૂપવાળા માત્રામેળ છંદો છે કે જેમાં લઘુ-ગુરુ માપ નક્કી કરવા માટે ધ્વનિમેળનો આધાર લેવામાં આવે છે. ગઝલના છંદો આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોથી શિથિલ સ્વરૂપે અને માત્રામેળ છંદોથી ચુસ્ત સ્વરૂપે પ્રયોજાયેલા જોવા મળે છે.

ગઝલ હંમેશાં બોલચાલની ભાષામાં જ લખાય છે. 'કમલનયન' શબ્દનું બોલચાલની ભાષામાં માપ લગાલગા (ક-મલ-ન-યન) થાય છે અને ગઝલના છંદોમાં 'કમલનયન' શબ્દ લગાલગા સ્વરૂપે જ પ્રયોજવામાં આવે છે. આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં 'કમલનયન' શબ્દ લલલલલલ (ક-મ-લ-ન-ય-ન) સ્વરૂપે જ પ્રયોજી શકાય છે જયારે માત્રામેળ છંદોમાં 'કમલનયન' શબ્દ લગાલગા (ક-મલ-ન-યન), ગાલગાલ (કમ-લ-નય-ન), ગાગાગા (કમ-લન-યન), લલગાગા (ક-મ-લન-યન), ગાલલગા (કમ-લ-ન-યન), ગાગાલલ (કમ-લન-ય-ન) વગેરે સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. આમ ગઝલના છંદો આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોથી શિથિલ સ્વરૂપે અને માત્રામેળ છંદોથી ચુસ્ત સ્વરૂપે પ્રયોજાયેલા જોવા મળે છે.

ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે પરંતુ એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ વર્જિત છે તથા બે લઘુઅક્ષરોના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે પરંતુ સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ વર્જિત છે જ્યારે આપણા ભારતીય માત્રામેળ છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે અને સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે તથા બે લઘુઅક્ષરોના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે અને સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરી શકાય છે. આમ ગઝલના છંદોનું સ્વરૂપ આપણા માત્રામેળ છંદો કરતાં ચુસ્ત જણાય છે. માત્રામેળ છંદ 'હરિગીત' એ

ગઝલના ‘રજઝ’ છંદ સાથે સમાનતા ધરાવે છે. ‘હરિગીત’ના અને ‘રજઝ’ના ઉદાહરણ દ્વારા આ વાત સમજીએ.

## : હરિગીત :

કળ સકળ અઠ્ઠાવીશમાં, ગુરુ અંતમાં એ રીત છે,
શણગાર કે રત્ને જતી, મનહરણ તે હરિગીત છે;
ત્રીજી ઉપર પછિ ત્રણ ચતુર પર, એમ આઠે તાળ છે,
તે તાળમાં જો જગણ તો, ન કહીશ છંદ રસાળ છે.

(કવિ દલપતરામ)

| દા | દા | લ | દા | દા | દા | લ | દા | દા | દા | લ | દા | દા | દા | લ | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કળ | સક | ળ | અઠ્ | ઠા | વી | શ | માં | ગુરુ | અં | ત | માં | એ | રી | ત | છે |
| શણ | ગા | ર | કે | રત્ | ને | જ | તી | મન | હર | ણ | તે | હરિ | ગી | ત | છે |
| ત્રી | જી | ઉ | પર | પછિ | ત્રણ | ચ | તુર | પર | એ | મ | આ | ઠે | તા | ળ | છે |
| તે | તા | ળ | માં | જો | જગ | ણ | તો | નક | હી | શ | છં | દર | સા | ળ | છે |

ઉપરોક્ત ઉદાહરણમાંથી કેટલાંક શબ્દોના લગાત્મક સ્વરૂપ પ્રસ્તુત છે. સકળ=ગાલ, ગુરુ=ગા, મનહરણ=ગાગાલ, હરિ=ગા, પછિ=ગા, જગણ=ગાલ, નકહીશ=ગાગાલ, છંદરસાળ=ગાગાગાલ. હવે આ જ શબ્દોનું ગઝલના છંદો અનુસાર લગાત્મક સ્વરૂપ પ્રસ્તુત છે. સકળ=લગા, ગુરુ=લલ, મનહરણ=ગાલગા, હરિ=લલ, પછિ=લલ, જગણ=લગા, નકહીશ=લલગાલ, છંદરસાળ=ગાલલગાલ. આ શબ્દો ગઝલના છંદોમાં આ જ રીતે પ્રયુક્ત થઈ શકે છે જ્યારે માત્રામેળ છંદોમાં ઉપરોક્ત બંને સ્વરૂપે પ્રયુક્ત થઈ શકે છે. માત્રામેળ છંદોમાં ‘મનહરણ’ શબ્દ ગાગાલ અને ગાલગા ઉપરાંત લગાગા, લલગાલ અને લગાલલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. આમ ગઝલના છંદોનું સ્વરૂપ આપણા માત્રામેળ છંદો કરતાં ચુસ્ત જણાય છે.

## : રજઝ :

ઇન્સાનને ઇન્સાનથી બજવી રહી આ જિંદગી
ઈન્સાનિયતને આજ શી લજવી રહી આ જિંદગી

પળમાં સિતમ પળમાં ગજબ પળમાં પ્રલય પળમાં કલહ
પૂછો નહીં કે પાઠ શા ભજવી રહી આ જિંદગી

(ગઝલકાર : અમૃત 'ઘાયલ')

| | ગા | ગા | લ | ગા | ગા | ગા | લ | ગા | ગા | ગા | લ | ગા | ગા | ગા | લ | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| * | ઇન્ | સા | ન | ને | ઇન્ | સા | ન | થી | બજ | વી | ર | હી | આ | જિં | દ | ગી |
| | ઇન્ | સા | નિ | યત | ને | આ | જ | શી | લજ | વી | ર | હી | આ | જિં | દ | ગી |
| * | પળ | માં | સિ | તમ | પળ | માં | ગ | જબ | પળ | માં | પ્ર | લય | પળ | માં | ક | લહ |
| | પૂ | છો | ન | હીં | કે | પા | ઠ | શા | ભજ | વી | ર | હી | આ | જિં | દ | ગી |

ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો જ પ્રયોગ કરવાની છૂટ છે. ઉપરોક્ત ઉદાહરણમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર એક ગુરુઅક્ષરનો અથવા સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો જ પ્રયોગ થયો છે.

ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાય છે જ્યારે આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં આવી છૂટ પણ લઈ શકાતી નથી. આમ ગઝલના છંદોનું સ્વરૂપ આપણા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો કરતાં શિથિલ જણાય છે. આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્ત 'ભુજંગી' એ ગઝલના 'મુતકારિબ' છંદ સાથે સમાનતા ધરાવે છે. 'ભુજંગી'ના અને 'મુતકારિબ'ના ઉદાહરણ દ્વરા આ વાત સમજીએ.

## : ભુજંગી :

ગયા યાચિ છે જે સુપંથે ઉમંગી,
કરે તેહને શું કુવિદ્યા ભુજંગી;
ઉડ્યો જાય આકાશ બેસી ગરૂડે,
કરે તેહને શું કૂડાં સર્પ ઝુંડે.

(કવિ દલપતરામ)

| લ | ગા | ગા | લ | ગા | ગા | લ | ગા | ગા | લ | ગા | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ | યા | યા | ચિ | છે | જે | સુ | પં | થે | ઉ | મં | ગી |
| ક | રે | તે | હ | ને | શું | કુ | વિદ્ | યા | ભુ | જં | ગી |
| ઉ | ડ્યો | જા | ય | આ | કા | શ | બે | સી | ગ | રૂ | ડે |
| ક | રે | તે | હ | ને | શું | કૂ | ડાં | સર્ | પ | ઝું | ડે |

ઉપરોક્ત ઉદાહરણમાં દરેક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ગુરુઅક્ષરનો જ પ્રયોગ થયો છે. એકપણ ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ થયો નથી.

## : મુતકારિબ :

નજર મેળવીશું ને ખોવાઈ જાશું
કથાઓ બનીશું ને ચર્ચાઈ જાશું

ગમે તેમ જીવી જશું તોય અંતે
બહુ શાનથી 'શૂન્ય' વિસરાઈ જાશું

(ગઝલકાર : 'શૂન્ય' પાલનપુરી)

| | લ | ગા | ગા | લ | ગા | ગા | લ | ગા | ગા | લ | ગા | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| * | ન | જર | મે | ળ | વી | શું | ને | ખો | વા | ઈ | જા | શું |
| | ક | થા | ઓ | બ | ની | શું | ને | ચર્ | ચા | ઈ | જા | શું |
| * | ગ | મે | તે | મ | જી | વી | જ | શું | તો | ય | અં | તે |
| | બ | હુ | શા | ન | થી | શૂન્ | ય | વિસ | રા | ઈ | જા | શું |

ગઝલના છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો જ પ્રયોગ કરવાની છૂટ છે. ઉપરોક્ત ઉદાહરણમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર એક ગુરુઅક્ષરનો અથવા સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો જ પ્રયોગ થયો છે, પરંતુ આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં આવી છૂટ પણ લઈ શકાતી નથી. ઉપરોક્ત ઉદાહરણમાં 'નજર' શબ્દ લગા સ્વરૂપે અને 'વિસરાઈ' શબ્દ ગાગાલ સ્વરૂપે પ્રયુક્ત થયો છે પરંતુ આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં 'નજર' શબ્દ લલલ સ્વરૂપે અને 'વિસરાઈ' શબ્દ લલગાગા અથવા લલગાલ ('ઈ'ને લઘુઅક્ષર ગણતાં)

સ્વરૂપે જ પ્રયોજી શકાય છે. આમ ગઝલના છંદોનું સ્વરૂપ આપણા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો કરતાં શિથિલ જણાય છે.

ગઝલના છંદોમાં પંક્તિને અંતે આવતા લઘુઅક્ષરને લઘુ-ગુરુ માપમાં અલગ ન ગણતાં એના પહેલાંનાં ગુરુઅક્ષર સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવામાં આવે છે જ્યારે આપણા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો અને માત્રામેળ છંદોમાં પંક્તિના અંતે આવતા લઘુઅક્ષરને જરૂર મુજબ ગુરુઅક્ષર ગણી શકાય છે. આ કારણે પણ ગઝલના છંદો આપણા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો અને માત્રામેળ છંદોથી અલગ પડે છે.

મોટેભાગે ગઝલના છંદોમાં એકસાથે બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ જોવા મળતો નથી જ્યારે આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં એવાં ઘણાં વૃત્તો જોવા મળે છે કે જેમાં એકસાથે બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ થયો હોય તથા માત્રામેળ છંદોમાં એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરવાની છૂટ હોવાથી માત્રામેળ છંદોમાં પણ એકસાથે બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ જોવા મળે છે. આ કારણે પણ ગઝલના છંદો આપણા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો અને માત્રામેળ છંદોથી અલગ પડે છે.

આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો અને માત્રામેળ છંદોની રચનાના પઠન અથવા ગાયનમાં નિશ્ચિત માત્રાના અંતરે વિશેષ થડકારનો અનુભવ થાય છે. આ વિશેષ થડકારને પદ્યભાર અથવા તાલ-સ્થાન કહે છે. સૌપ્રથમ કવિશ્રી દલપતરામે એમના ગ્રંથ ‘દલપત પિંગળ’માં (વર્ષ ૧૯૬૨) છંદોમાં પદ્યભારના સ્થાન (તાલ-સ્થાન) દર્શાવ્યા હતા. કવિશ્રી દલપતરામે ‘દલપત પિંગળ’માં છંદોના પદ્યભારના સ્થાન નક્કી કરવા અંગે કોઈ તર્ક રજૂ કર્યા ન હતા. રામનારાયણ વિશ્વનાથ પાઠકે એમના ગ્રંથ ‘બૃહત્ પિંગળ’માં (વર્ષ ૧૯૫૫) ‘દલપત પિંગળ’ના છંદ અને તેનાં પદ્યભારના સ્થાનને કેન્દ્રમાં રાખીને છંદ અને પદ્યભારના સ્થાનના મેળ વિષયની પણ વિસ્તૃત ચર્ચા કરી હતી. તેઓએ ‘બૃહત્ પિંગળ’માં ગઝલના છંદોની પણ ચર્ચા કરી હતી. ‘દલપત પિંગળ’માં વૃત્તો/છંદોના લગાત્મક સ્વરૂપ દર્શાવવામાં આવ્યા નથી જ્યારે ‘બૃહત્ પિંગળ’માં વૃત્તો/છંદોના લગાત્મક સ્વરૂપ પણ દર્શાવવામાં આવ્યા છે.

ગઝલના કેટલાંક છંદો કેટલાંક આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો અને માત્રામેળ છંદો સાથે સમાનતા ધરાવે છે, એવાં આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોની અને માત્રામેળ છંદોની યાદી પ્રસ્તુત કરું છું. યાદીમાં દર્શાવેલ દરેક છંદના લગાત્મક સ્વરૂપ ‘બૃહત્ પિંગળ’ મુજબ જ દર્શાવ્યા છે તથા પદ્યભારનાં સ્થાન (તાલ-સ્થાન) ‘દલપત પિંગળ’ અને ‘બૃહત્ પિંગળ’ મુજબ જ દર્શાવ્યા છે.

## ગઝલના છંદો સાથે સમાનતા ધરાવતા આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો

**છંદમાં મુખ્ય પદ્યભારનાં સ્થાન (તાલ-સ્થાન) રેખાંકિત કરીને દર્શાવ્યા છે.**

| | |
|---|---|
| ૦૧ | સોમરાજી :<br>લગાગા લગાગા |
| ૦૨ | કેતુમાળ :<br>ગાગાલ ગાગાલ ગાગા<br>= ગાગા લગાગા લગાગા |
| ૦૩ | ગ્રાહી :<br>ગાગાલ ગાગાલ ગાગાલ ગાગા<br>= ગાગા લગાગા લગાગા લગાગા |
| ૦૪ | ભુજંગી :<br>લગાગા લગાગા લગાગા લગાગા |
| ૦૫ | ચંદ્રક્રીડા :<br>લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા |
| ૦૬ | વર્ણવાગીશ્વરી :<br>લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગા |
| ૦૭ | સર્વગામી અથવા અગ્રછંદ :<br>ગાગાલ ગાગાલ ગાગાલ ગાગાલ ગાગાલ ગાગાલ ગાગાલ ગાગા<br>= ગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા |
| ૦૮ | દેવછંદ :<br>લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા લગાગા |
| | |
| ૦૯ | વિમોહા :<br>ગાલગા ગાલગા |
| ૧૦ | મહાલક્ષ્મી :<br>ગાલગા ગાલગા ગાલગા |
| ૧૧ | સ્રગ્વિણિ :<br>ગાલગા ગાલગા ગાલગા ગાલગા |
| ૧૨ | વૈકુંઠધામા :<br>ગાલગા ગાલગા ગાલગા ગાલગા ગાલગા ગાલગા ગાલગા ગાલગા |
| | |

| | |
|---|---|
| ૧૩ | સમાનિકા :<br>ગાલ ગાલ ગાલ ગા<br>= ગાલગાલ ગાલગા<br>= ગાલગા લગાલગા |
| ૧૪ | નગસ્વરૂપિણિ અથવા પ્રમાણિકા :<br>લગા લગા લગા લગા<br>= લગાલગા લગાલગા |
| ૧૫ | સેનિકા :<br>ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગા<br>= ગાલગાલ ગાલગાલ ગાલગા<br>= ગાલગા લગાલગા લગાલગા |
| ૧૬ | ચામર :<br>ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગા<br>= ગાલગાલ ગાલગાલ ગાલગાલ ગાલગા<br>= ગાલગા લગાલગા લગાલગા લગાલગા |
| ૧૭ | નારાચ :<br>લગા લગા લગા લગા લગા લગા લગા લગા<br>= લગાલગા લગાલગા લગાલગા લગાલગા |
| | |
| ૧૮ | સંજુક્તા અથવા સંગતિકા :<br>લલગાલગા લલગાલગા |
| ૧૯ | હંસ :<br>લલગાલગા લલગાલગા લલગાલગા |
| ૨૦ | ચર્ચરી અથવા વિબુધપ્રિયા :<br>ગાલગાલલ ગાલગાલલ ગાલગાલલ ગાલગા<br>= ગાલગા લલગાલગા લલગાલગા લલગાલગા |
| ૨૧ | ગીતક અથવા મુનિશેખર :<br>લલ ગાલગાલલ ગાલગાલલ ગાલગાલલ ગાલગા<br>= લલગાલગા લલગાલગા લલગાલગા લલગાલગા |
| | |
| ૨૨ | શીર્ષા :<br>ગાગા ગાગા ગાગા ગા |

| | |
|---|---|
| ૨૩ | વિદ્યુન્માળા :<br>ગાગા ગાગા ગાગા ગાગા |
| ૨૪ | સારંગી :<br>ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગા |
| | |
| ૨૫ | વિલાસ :<br>લગાલ ગાગા<br>વિલાસ છંદના બે આવર્તનવાળા અને ચાર આવર્તનવાળા ગઝલના છંદ પ્રચારમાં છે. |

ગઝલના છંદોમાં સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે ફક્ત ગુરુઅક્ષરોના પ્રયોગવાળા ગઝલના છંદોમાં પદ્યભારવાળા ગુરુઅક્ષર સિવાયના ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પણ પ્રયોગ કરવાની છૂટ છે. આ છૂટને કારણે ગાલલ અને લલગા સંધિ મોટેભાગે ગાગા સંધિના વિકલ્પરૂપે જ પ્રયોજાતી હોવાથી આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોની યાદીમાં ગાલલ અને લલગા સંધિના આવર્તિત સ્વરૂપના વૃત્તોનો સમાવેશ કર્યો નથી. આ સંદર્ભમાં વિસ્તૃત ચર્ચાનો અહીં અવકાશ નથી.

## ગઝલના છંદો સાથે સમાનતા ધરાવતા માત્રામેળ છંદો

છંદમાં મુખ્ય પદ્યભારનાં સ્થાન (તાલ-સ્થાન) રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

| | |
|---|---|
| ૦૧ | ઝૂલણા :<br>દાલદા દાલદા, દાલદા દાલદા, દાલદા દાલદા દાલદા ગા |
| | |
| ૦૨ | હીર :<br>ગાલ દાલ, દાલ દાલ, દાલ દાલ, દાલ ગા<br>= ગાલદાલ, દાલદાલ, દાલદાલ, દાલગા<br>= ગાલદા લ,દાલદા લ,દાલદા લ,દાલગા |
| | |
| ૦૩ | વિષમહરિગીત :<br>દાલદાદા દાલદાદા દાલદાદા દાલગા |
| | |
| ૦૪ | હરિગીત :<br>દાદાલદા દાદાલદા દાદાલદા દાદાલગા |
| | |

| | |
|---|---|
| ૦૫ | ચરણાકુલ :<br>દાદા દાદા દાદા દાગા |
| ૦૬ | ચોપાયો :<br>દાદા દાદા દાદા દાદા, દાદા દાદા દાગા |
| ૦૭ | રુચિરા :<br>દાદા દાદા, દાદા દાદા, દાદા દાદા દાદા ગા |
| ૦૮ | સવૈયો બત્રીસો :<br>દાદા દાદા દાદા દાદા, દાદા દાદા દાદા ગાગા |
| ૦૯ | દ્રુમિલા :<br>દા દાદા દાદા દાદા દા,દા દાદા દાદા દાદા ગા<br>= દાદા દાદા દાદા દાદા, દાદા દાદા દાદા દાગા |

રામનારાયણ વિશ્વનાથ પાઠક 'બૃહત્ પિંગળ'માં 'ત્રિકલ, પંચકલ, સપ્તકલ જાતિઓનો મેળ' હેઠળ ગાલગા સંધિને મુખ્ય પંચકલ સંધિ ગણી ગાલગા સંધિને આધારે લગાગા અને ગાગાલ સંધિના મુખ્ય પદ્યભાર સંધિના છેલ્લા ગુરુઅક્ષર પર (લગાગા અને ગાગાલ) દર્શાવે છે. મારા અભ્યાસ મુજબ ૧૦ માત્રાના તાલ ઝપતાલના આધારે મૂળ પંચકલ સંધિ ગાગાલ પ્રાપ્ત થાય છે કે જેનો મુખ્ય પદ્યભાર સંધિના પહેલા ગુરુઅક્ષર પર (ગાગાલ) સ્થાપિત થાય છે. ગાગાલ સંધિને આધારે લગાગા સંધિનો મુખ્ય પદ્યભાર સંધિના પહેલા ગુરુઅક્ષર પર (લગાગા) અને ગાલગા સંધિનો મુખ્ય પદ્યભાર સંધિના છેલ્લા ગુરુઅક્ષર પર (ગાલગા) સ્થાપિત થાય છે. અહીં પંચકલ સંધિમાં રેખાંકિત કરેલ ગુરુઅક્ષર પર મુખ્ય પદ્યભાર સ્થાપિત થયેલો છે અને મુખ્ય પદ્યભાર સિવાયના ગુરુઅક્ષર પર ગૌણ પદ્યભાર સ્થાપિત થયેલો છે.

ઉપરોક્ત બંને યાદીમાં જે વૃત્તો/છંદોમાં જે સપ્તકલ સંધિ પ્રયુક્ત થઈ છે તે દરેક સપ્તકલ સંધિમાં બે પદ્યભાર દર્શાવવામાં આવ્યા છે જે પૈકી કોઈ પહેલા પદ્યભારને મુખ્ય પદ્યભાર અને બીજા પદ્યભારને ગૌણ પદ્યભાર ગણવો એવો મત પણ કેટલાંક ગુણીજનો ધરાવે છે તથા મારો પણ એ જ મત છે.

ઉપરોક્ત બંને યાદીમાં આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તોમાં અને માત્રામેળ છંદોમાં ત્રિકલ, ચતુષ્કલ, પંચકલ અને સપ્તકલ સંધિ પ્રયુક્ત થઈ છે જે પૈકી એકસરખી બે ત્રિકલ સંધિ મળીને એક ષટ્કલ સંધિ બને છે અને એકસરખી બે ચતુષ્કલ સંધિ મળીને એક અષ્ટકલ સંધિ બને છે. આ ષટ્કલ અને અષ્ટકલ એ બંને પ્રકારની સંધિમાં બે પદ્યભાર પ્રાપ્ત થશે જે પૈકી પહેલા પદ્યભારને મુખ્ય પદ્યભાર અને બીજા પદ્યભારને ગૌણ પદ્યભાર ગણવો જોઈએ એવો મારો મત

છે. મુખ્ય પદ્યભારના પ્રમાણમાં ગૌણ પદ્યભારમાં થડકારનું વજન થોડું ઓછું હોય છે. આ બંને પ્રકારની રચનાઓના પઠનથી આ વાત સમજી શકાશે.

૧૦ માત્રાના તાલ ઝપતાલ પરથી મૂળ પંચકલ સંધિ ગાગાલ, ૬ માત્રાના તાલ દાદરા પરથી મૂળ ષટ્કલ સંધિ ગાલગાલ અને ગાલલગા, ૭ માત્રાના તાલ રૂપક અથવા ૧૪ માત્રાના તાલ દીપચન્દી પરથી મૂળ સપ્તકલ સંધિ ગાલગાગા અને ૮ માત્રાના તાલ કહેરવા પરથી મૂળ અષ્ટકલ સંધિ ગાગાગાગા પ્રાપ્ત કરી શકાય છે કે જેમાં દરેક મૂળ સંધિના પહેલા અક્ષર પર (દરેક મૂળ સંધિનો પહેલો અક્ષર ગુરુઅક્ષર જ છે) મુખ્ય પદ્યભાર સ્થાપિત થાય છે. જે તે પ્રકારની મૂળ સંધિના આધારે જે તે પ્રકારની બાકીની સંધિના પદ્યભાર પણ નિશ્ચિત કરી શકાય છે કે જે આપણે જોઈ જ ગયા છે.

આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો અને માત્રામેળ છંદોમાં લ = એક સ્પષ્ટ લઘુઅક્ષરનો પ્રયોગ, ગા = એક સ્પષ્ટ ગુરુઅક્ષરનો પ્રયોગ, દા = એક સ્પષ્ટ ગુરુઅક્ષરનો અથવા સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો અથવા સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ. ('દા' સંજ્ઞાનો પ્રયોગ માત્રામેળ છંદોમાં જ થાય છે.) પંક્તિને અંતે આવતા લઘુઅક્ષરને જરૂર મુજબ ગુરુઅક્ષર ગણી શકાય. ઉપરોક્ત યાદીમાં ' , ' ચિહ્ન દ્વારા છંદમાં યતિ-સ્થાન દર્શાવ્યા છે.

માત્રામેળ છંદોમાં 'દા' સંજ્ઞાનો પ્રયોગ ન કરતાં આવૃત્તસંધિ અક્ષરમેળ વૃત્તો અને માત્રામેળ છંદોમાં લ = એક સ્પષ્ટ લઘુઅક્ષરનો પ્રયોગ કરવાથી અને ગા = એક સ્પષ્ટ ગુરુઅક્ષરનો અથવા સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરવાથી ઉપરોક્ત બધા જ છંદો ગઝલના છંદોમાં પરિણમે છે કે જેમાં કોઈ પણ છંદમાં એકસાથે બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ થયો નથી અને દરેક છંદનો અંત્યાક્ષર ગુરુઅક્ષર જ છે. પંક્તિના અંતે આવતા લઘુઅક્ષરને લઘુ-ગુરુ અક્ષરની ગણતરીમાં અલગથી ન ગણતાં તે પહેલાંના ગુરુઅક્ષર સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવાનો રહેશે. સામાન્ય રીતે ગઝલમાં યતિ જાળવવામાં આવતી નથી.

રામનારાયણ વિશ્વનાથ પાઠકે 'બૃહત્ પિંગળ'માં ગઝલના કેટલાંક અટપટા છંદોને એકસરખી માત્રા-સંખ્યાના આવર્તનોવાળી સંધિ દ્વારા પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને દર્શાવ્યા હતા. આવા છંદોની યાદી પ્રસ્તુત કરું છું.

| | |
|---|---|
| (૧) | અરૂઝ : ગાગાલ લગાગાલ લગાગાલ લગાગા<br>બૃહત્ પિંગળ : ગા ગાલલગા ગાલલગા ગાલલગા ગા |
| (૨) | અરૂઝ : ગાગાલ લગાગાગા ગાગાલ લગાગાગા<br>બૃહત્ પિંગળ : ગા ગાલલગા ગાગાગા ગાલલગા ગાગા |

| | |
|---|---|
| (૩) | અરૂઝ : ગાગાલ ગાલગાગા ગાગાલ ગાલગાગા<br>બૃહત્ પિંગળ : ગા ગાલગાલ ગાગાગા ગાલગાલ ગાગા |
| (૪) | અરૂઝ : લલગાલ ગાલગાગા લલગાલ ગાલગાગા<br>બૃહત્ પિંગળ : લલ ગાલગાલ ગાગા લલ ગાલગાલ ગાગા |
| (૫) | અરૂઝ : ગાગાલ ગાલગાલ લગાગાલ ગાલગા<br>બૃહત્ પિંગળ : ગા ગાલગાલ ગાલલગા ગાલગાલ ગા |

**(ઉપરોક્ત છંદોના આ પુસ્તકમાં છંદ ક્રમાંક અનુક્રમે ૯, ૨૨, ૨૩, ૨૪ અને ૨૬)**

ઉપરોક્ત યાદીમાં દર્શાવેલ પાંચ છંદોની સંધિ અરૂઝ મુજબ અટપટી જણાય છે જ્યારે ‘બૃહત્ પિંગળ’ મુજબ ષટ્કલ સંધિના આવર્તનો સ્પષ્ટ રીતે સમજી શકાય છે. ‘બૃહત્ પિંગળ’માં આ પાંચ છંદોને પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને દર્શાવવામાં આવ્યા છે કે જેમાં પહેલું અને અંતિમ આવર્તન અપૂર્ણ છે, પરંતુ આ અપૂર્ણ આવર્તનો કઈ સંધિના છે એની સ્પષ્ટતા ‘બૃહત્ પિંગળ’માં રામનારાયણ વિશ્વનાથ પાઠકે કરી નથી કારણ કે ગઝલના છંદો તેઓનો મુખ્ય વિષય ન હતો.

‘બૃહત્ પિંગળ’માં ગઝલના ઉપરોક્ત પાંચ છંદોને પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને દર્શાવવામાં આવ્યા તો છે પરંતુ રામનારાયણ વિશ્વનાથ પાઠક છંદોને પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને દર્શાવવાના પક્ષમાં નથી. હું પણ છંદોને પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને દર્શાવવાના પક્ષમાં નથી કારણ કે છંદનું નિરૂપણ પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને કરવાથી મોટે ભાગે છંદનું સ્વરૂપ વિકૃત થઈ જાય છે. અરૂઝમાં દર્શાવેલ મુતકારિબ છંદ ‘લગાગા લગાગા લગાગા લગાગા’ આપણા ભુજંગી છંદ સાથે સામ્યતા ધરાવે છે. રામનારાયણ વિશ્વનાથ પાઠક પણ ‘બૃહત્ પિંગળ’ માં ભુજંગી છંદનું લગાત્મક સ્વરૂપ પદ્યભારના સ્થાન સહિત ‘લગાગા લગાગા લગાગા લગાગા’ સ્વરૂપે જ દર્શાવે છે અને તેથી જ છંદમાં લગાગા સંધિના ચાર આવર્તનોનો પ્રયોગ થયો છે એ સરળતાથી સમજી શકાય છે, પરંતુ આ જ છંદને એના પદ્યભારના સ્થાનથી સંધિ છૂટી પાડીને ‘લ ગાગાલ ગાગાલ ગાગાલ ગાગા’ સ્વરૂપે દર્શાવવાથી છંદનું લગાત્મક સ્વરૂપ વિકૃત થઈ જાય છે.

## (૯)
## લય વગરના અછાંદસને કવિતા ગણી શકાય નહીં

સાહિત્યિક કૃતિને બે વિભાગમાં વર્ગીકૃત કરવામાં આવે છે; ગદ્ય અને પદ્ય. ગદ્ય અને પદ્ય એ બંને પ્રકારોમાં વિચારોની ઉચ્ચતા, અસરકારક રજૂઆત વગેરે પરિબળો મહત્વના છે; પરંતુ ગદ્ય અને પદ્ય વચ્ચેનો મૂળભૂત તફાવત લયબદ્ધતાનો છે. ગદ્યમાં લય જાળવવાનો નથી હોતો જયારે પદ્યમાં લય જાળવવો જરૂરી છે. છંદોના પ્રયોગ દ્વરા પદ્યમાં લય જાળવી શકાય છે અને પદ્ય એટલે જ કવિતા. આમ કવિતામાં લય જાળવવા છંદ પણ કવિતાનું મહત્વનું પરિબળ છે.

સૃષ્ટિના નિર્માણ પછી સૌપ્રથમ સૂરની ઉત્પત્તિ થઈ હશે અને સૂરમાં લય ભળવાથી તાલની ઉત્પત્તિ થઈ હશે. આપણે જોઈ શકીએ છે કે ઘણાં પશુ-પક્ષીઓ જુદા-જુદા પ્રકારના અવાજો કાઢતાં હોય છે અને એ સાથે નૃત્ય પણ કરતાં હોય છે. આ ક્રિયાઓમાં સૂર અને તાલનો જ સમન્વય હોય છે. પરંતુ પશુ-પક્ષીઓમાં ભાષાનો વિકાસ થયો નથી. સમગ્ર સૃષ્ટિનાં સર્જનમાં ફક્ત માનવ જાતિમાં જ ભાષાનો વિકાસ થયો છે. કાળક્રમે ભાષામાંથી ગદ્યનું નિર્માણ થયું હશે અને તેમાં લય ભળવાથી પદ્યનું નિર્માણ થયું હશે. આમ લયને જ પદ્યના નિર્માણનું મૂળભૂત કારણ ગણી શકાય તથા લયને જ ગદ્ય અને પદ્યના તફાવતનું પણ મૂળભૂત કારણ ગણી શકાય.

શાસ્ત્રોના નિર્માણ પહેલાંના સર્જનોનું અવલોકન કરીને અને એનાં આધારે નિયમો તારવીને શાસ્ત્રોનું નિર્માણ થતું હોય છે. ત્યારબાદ એ શાસ્ત્રોક્ત નિયમોને આધારે સર્જન પ્રક્રિયા આગળ વધતી જાય છે. સમયાંતરે સર્જનની સાથે-સાથે શાસ્ત્રનું સ્તર પણ ઊંચું જ જવું જોઈએ. આટલી પૂર્વભૂમિકા બાંધ્યા પછી હવે આપણે આ લેખના મૂળ વિષય પર આવીએ.

આજકાલ સાહિત્યના પ્રતિષ્ઠિત સામયિકોમાં અને પ્રતિષ્ઠિત કવિ-સંમેલનોમાં પણ કવિતાના નામે અછાંદસ રચનાઓ પ્રસ્તુત થતી રહે છે. આ અછાંદસ રચનાઓમાં લય જળવાતો હોય તો જ એને કવિતા ગણવી જોઈએ એવો મારો અંગત મત છે. અછાંદસ રચનાઓની રજૂઆત હ્રદયસ્પર્શી હોય પરંતુ એમાં લય ન જળવાતો હોય તો એને કવિતા ગણી શકાય નહીં.

એકબીજાથી સંબંધિત અર્થસભર છંદોબદ્ધ વાક્યોના સંયોજનથી કવિતા રચી શકાય છે પરંતુ જે રચનામાં લયનો સદંતર અભાવ જ હોય એવા પ્રાસાનુપ્રાસ યુક્ત કોઈ ફકરાના શબ્દોના ક્રમમાં કાવ્યાત્મક સ્વરૂપના ફેરફારવાળા વિભાજીત ઊભા સ્વરૂપને કવિતાની શ્રેણીમાં મુકવાનું વાજબી ન ગણાય. ઘણી અછાંદસ રચનાઓમાં તો પ્રાસાનુપ્રાસ પણ નથી હોતાં અને

શબ્દોના ક્રમમાં પણ કોઈ ફેરફાર નથી હોતો; ફક્ત કોઈ ફકરાના વિભાજીત ઊભા સ્વરૂપને જ કવિતાની શ્રેણીમાં મુકી દેવામાં આવે છે. કવિ સંમેલનોમાં અછાંદસ રચનાઓની હૃદયસ્પર્શી રજૂઆત હોવા છતાં પણ કવિતા સાંભળવાની અનુભૂતિ ને બદલે ફક્ત વક્તવ્ય સાંભળવાની જ અનુભૂતિ થતી હોય છે કારણ કે અછાંદસ રચનાઓમાં લય હોતો નથી. અછાંદસ રચનાઓના વાંચન વખતે પણ એ ફકરા સ્વરૂપે ન હોવાથી ગદ્ય વાંચનની પણ અનુભૂતિ થતી નથી અને લય ન હોવાને કારણે કાવ્ય વાંચનની પણ અનુભૂતિ થતી નથી. જો લય જાળવવાનો જ ન હોય તો ગદ્ય અને પદ્ય રચનાઓમાં તફાવત શું? આ અછાંદસ રચનાઓ ફકરા સ્વરૂપે ન હોવાથી એને ગદ્ય પણ ગણી શકાતી નથી અને એમાં લય ન હોવાથી પદ્ય પણ ગણી શકાતી નથી.

હવે આ વાત ઉદાહરણ સાથે સમજવાનો પ્રયત્ન કરીએ. આ માટે સૌપ્રથમ ચાર વાક્યોનો એક ફકરો પ્રસ્તુત છે.

"કાલે રાત્રે ખૂબ જ એકાંત હતું. મેં મારી જાતને પુછ્યું 'તું કે કોણ છે તું? પુત્ર, મિત્ર, પતિ, પિતા કે એક માનવ છે? આખી રાત વીતી ગઈ, પરંતુ હું મને ન જડ્યો!"

ઉપરોક્ત ફકરામાં પુત્ર, મિત્ર, પતિ, પિતા ઉપરાંત અન્ય સામાજિક હોદ્દાઓ અને વ્યવસાયિક હોદ્દાઓ જેવું ઘણું ઉમેરી શકાય એમ છે પરંતુ ઉદાહરણ સ્વરૂપે પ્રસ્તુત કરવા માટે આટલું પુરતું રાખીને આગળ વધું છું. હવે ઉપરોક્ત ફકરાને શબ્દોની થોડી હેરફેર સાથે ઉભા સ્વરૂપે પ્રસ્તુત કરું છું.

કાલે રાત્રે
એકાંત હતું ખૂબ જ
મેં જાતને મારી
પુછ્યું 'તું
કોણ છે તું?
પુત્ર, મિત્ર, પતિ, પિતા
કે એક માનવ છે?
વીતી ગઈ આખી રાત
પરંતુ,
મને ન જડ્યો હું!

ઉપરોક્ત ઉદાહરણમાં લય જળવાતો ન હોવાથી એને કવિતાની કક્ષામાં મુકી શકાય નહીં. પરંતુ ઉપરોક્ત વાત નીચે મુજબ પ્રસ્તુત કરવથી લય જળવાશે અને તો જ એને કવિતાની કક્ષામાં મુકવાની શક્યતા રહેશે.

કાલે રાતે એકાંતે
પૂછ્યું 'તું મેં જાતને મારી
કોણ છે તું?
પુત્ર, મિત્ર કે પતિ, પિતા છે
કે એક માનવ છે તું?
રાત વીતી ગઈ આખી તોયે
જડ્યો નહીં પણ મુજને હું!

ઉપરોક્ત ઉદાહરણમાં ગાગાગાગા સંધિના માત્રામેળ સ્વરૂપના એક કે તેથી વધુ અખંડિત અથવા ખંડિત આવર્તનો જોવા મળે છે. ગાગાગાગા સંધિનું ખંડિત સ્વરૂપ પણ જુદી-જુદી પંક્તિના છેલ્લાં આવર્તનમાં જ જોવા મળે છે અને તેથી જ લય જળવાય છે.

લય વગરની અછાંદસ રચનાઓને કવિતાનો દરજ્જો આપવાથી નવોદિતોમાં છંદશાસ્ત્રના અભ્યાસનું પ્રમાણ ખૂબ જ ઓછું થઈ જવાની અને કવિતાનું સ્તર ઊંચે આવવાને બદલે નીચે જવાની સંભાવના જ વધુ છે તથા અછાંદસ એ છંદના અભ્યાસ વગર કવિ તરીકે સ્થાપિત થવાનો **Shortcut** બની જવાની સંભાવના પણ ઘણી છે એવો મારો અંગત મત છે કે જેની સાથે સહમત અથવા અસહમત થવાનો સૌને પૂર્ણ અધિકાર છે.

*****

**Uday Shah**
**(Singer – Music Composer – Poet)**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**Phone : (R) +912637255511 (M) +919428882632**
**: Websites :**
**http://www.udayshahghazal.com/**
**https://sites.google.com/site/udayshahghazal/**
**https://sites.google.com/site/udayshahghazals/**
**https://sites.google.com/site/udayshahxyz/**